ધર્મજ્ઞાનપ્રચાર પત્રિકા નં. ૩




વાંચી સમજી જીવનમાં ઉતારવા માટે હરિજનોને ભેટ

# ગૃહસ્થ–જીવન

सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् ।
प्रजातन्तुं मा व्यवच्छेत्सीः । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ।

યોજકઃ—સ્વામીશ્રી પરમાનંદજી

પ્રકાશકોઃ
પટેલ નારણભાઇ માધવભાઇ ( ગાંગડીયા )
પટેલ વલ્લભભાઇ ભીખાભાઇ ( નાની ભાડોલ )

વેદાન્ત સમાજ ભાકરોલ

૧૦૦૦]   અમૂલ્ય   [સંવત ૧૯૮૩

॥ ૐ ॥

# ધર્મ જ્ઞાનપ્રચાર ફંડનો હિસાબ

પત્રિકા નં. ૨ કર્મ–સમીક્ષામાં આપેલા હિસાબ પ્રમાણે સવા-ચાર બાકી દેવા. આવેલી રકમ ૧) અંબાલાલ [illegible]સંગભાઈ પટેલ બાકરોલ. ૧) બાઈલાલભાઈ દાજીભાઈ પટેલ, નીસરાયા [illegible]. નારણભાઈ વ. પા. નરસીભાઈ લલ્લુભાઈ બાકરોલ. જમા સવા બે દેવામાંથી જમા જતાં બાકી દેવા રૂપીઆ બે.

આ પત્રિકા ગૃહસ્થ-જીવનનો તમામ ખર્ચ ગાંગડીયાના પા. નારણભાઈ માનવભાઈ તથા નાની ભાડોલના પા. વલ્લભભાઈ ભીખાભાઈ એ બે ગૃહસ્થોએ મળી રૂ. ૧૦) આપેલા છે તે બદલ ધન્યવાદ ને આભાર.

પત્રિકા નં. ૧ જીવન–સંદેશ પ્રકાશકઃ–વેદાન્ત સમાજ. શિલક નથી. પત્રિકા નં. ૨ કર્મ–સમીક્ષા પ્રકાશકઃ–દાદાભાઈ પૂજાભાઈ. શિલક જુજ છે. પત્રિકા નં. ૩ ગૃહસ્થ–જીવન પ્રકાશકઃ–ઉપરના ગૃહસ્થો.

હવેની પત્રિકા–આધ્યાત્મ–જીવન રહેશે.

વ્યવસ્થાપકોઃ

કાળીદાસ નાથાભાઈ પટેલ

મોતીભાઈ ગોકળભાઈ પટેલ

[illegible]

મથુરદાસ [illegible] પટેલ,

મંત્રી, વેદાન્ત સમાજ, બાકરોલ.

पैरन्तं

# ગૃહસ્થ—કર્તવ્ય

देवपितकार्य्याभ्यां न प्रमदितव्यम्। मातृदेवो भव। पितृदेवो भव। आचार्य्य देवो भव। अतिथि देवो भव। यान्यनवद्यानि कर्माणि। तानि सेवितव्यानि। नो इतराणि। यान्यस्माक सुचरितानि। तानि त्वयोपास्यानि नो इतराणि॥

દેવો તથા પિતૃઓ તરફ કર્તવ્ય કર્મોનો કદી ત્યાગ કરશો નહિ. માતાની તું દેવરૂપે ઉપાસના કર. પિતાની તું દેવરૂપે ઉપાસના કર. ગુરૂ અને અતિથિને દેવ જેવા જાણ. જે જે કાર્યો નિંદાથી રહિત છે તે તે તું કર, પણ બીજાં કર્મોનું અનુષ્ટાન કરીશ નહિ. અમારાં અર્થાત ગુરૂનાં શ્રેષ્ટ આચરણોને તારે અનુસરવાં જોઇએ. પણ બીજાં નહિ.

ये के चास्माच्छ्रेया सोब्राह्मणाः। तेषां त्वयाऽसनेन प्रश्वसित व्यम्। श्रद्धया देयम्। अश्रद्धयाऽदेयम्। श्रिया देयम्। ह्रियादेयम्। भिया देयम्। संविदा देयम्। अथ यदि ते कर्म्मा विचिकित्सा वा वृत्तविचिकित्सा वा स्यात् ॥३॥

જે બ્રાહ્મણો આપણા કરતાં વધારે શ્રેષ્ટ હોય, તેઓને તારે બેસવા માટે આસન આપવામાં વિલંબ કરવો નહિ. કંઇ દાન તરીકે તું આપે તે તારે શ્રદ્ધાયુક્ત થઇ આપવું. અશ્રદ્ધાયુક્ત કોઇ પણ પ્રકારનું દાન કરવું યોગ્ય નથી. યથાશક્તિ તારે દાન કરવું. લોક-લજ્જા વડે પણ તારે અવશ્ય દાન કરવું. શાસ્ત્રના ભયને લીધે પણ તારે દાન આપવું. વિવેક પુરઃસર દાન કરવું. જો તારાં પોતાનાં

કોઈ પણ જાતનાં કર્મ અથવા તો લૌકિક ( વ્યવહારના ) આચાર સંબંધમાં તને શંકા થાય તો—

ये तत्र ब्राह्मणाः सम्मर्शिनः। युक्ता अयुक्ताः। अलूक्षा धर्म्मकामाः स्युः। यथा तत्र ते वर्त्तेरन्। तथा तत्र वर्त्तेथाः। अथाभ्याख्याता तेषु। ये तत्र ब्राह्मणाः सम्मर्शिनः। युक्ता अयुक्ताः। अलूक्षा धर्म्मकामाः स्युः। यथा ते तेषु वर्त्तेरन्। तथा तेषु वर्त्तेथाः। एष आदेशः। एष उपदेशः। एषा वेदोपनिषत्। ए तदनुशासनम्। एवमुपासितव्यम् एवमु चै तदुपास्यम्॥४॥

તારા સમીપને વિશે રહેનારા બ્રાહ્મણો જેઓ વેદયુક્ત કર્મમાં વિચારશીલ, કુશળ, સર્વ પ્રકારે સ્વતંત્ર, ક્રોધ રહિત અર્થાત શાંત સ્વભાવવાળા તથા ધર્મની કામનાવાળા હોય, તેઓ જે પ્રમાણે વર્તે તેમ તારે તારૂં વર્તન રાખવું. હવે નિંદિત પુરૂષો તરફ કેમ વર્તવું તે સાંભળ. જે બ્રાહ્મણો પૂર્ણ વિચારશીલ હોય, જેઓ વેદયુક્ત કર્મમાં કુશળ હોય, સર્વ પ્રકારે સ્વતંત્ર, ક્રોધરહિત અર્થાત શાન્ત સ્વભાવવાળા તથા ધર્મની કામનાવાળા હોય તેઓ જેવી રીતે નિંદિતોની તરફ વર્તે, તેજ પ્રમાણે તારે તે નિંદિતોની તરફ વર્તવું જોઇએ. આ એક આદેશ છે. આ એજ ઉપદેશ છે. સર્વ વેદોના ભાવરૂપ છે. આ એક આજ્ઞારૂપ છે. આ સર્વ ઉપર કહેલી રીત પ્રમાણે કરવું જોઇએ, અનુસરવું જોઇએ. यजुर्वेद–तैत्तिरीय उपनिषद्

મહાભારતમાં શાન્તિપર્વમાં રાજા યુધિષ્ઠરને ભીષ્મદેવ ગૃહસ્થ કર્તવ્યનો ઉપદેશ દેતાં કહે છે કે: “ હે યુધિષ્ઠર! મનુષ્ય માત્ર પોત પોતાના કર્મ પ્રમાણે શુભાશુભ ફળ ભોગવે છે. કર્મને વિષે મનુષ્યે જાગ્રત રહેવું જોઇએ. જે કંઇ ઉન્નત પદ શ્રેયસ્કર વસ્તુ છે તેને આજે જ તારે કરવી જોઇએ. ” કારણ—

" नहि प्रतिक्षते मृत्युः कृतमस्य न वा कृतम् ।

" આ કર્મ કર્યું કે નથી કર્યું તેનુ મૃત્યુ રાહ જોવા થોભતુ નથી. માટે હે ભારત! કર્તવ્ય ભ્રષ્ટ થવું જોઇએ નહિ. "

જીવન રહેશે કે કાલે પડી જશે અથવા તો અત્યારે તેની ઘડીઓ ગણાતી હશે કે કેમ? એ પણ શંકાસ્પદ છે. જીવન અસ્થિર અને ચંચળ છે. એવા અસ્થિર જીવનમાં મનુષ્યનું શું કર્તવ્ય છે.? જન્મ પામી શું કરવાનું છે? એ જ્ઞાનને પામેલા સંસારીઓ જ સંસારને શોભાવી શકે છે. ગૃહસ્થ જીવનની મધુરતા ચાખી અનુભવી શકે છે.

## હવે વિચારીએ કે ગૃહસ્થ-જીવન એટલે શું?

ગૃહસ્થ જીવન એટલે સંસારી જીવન. સંસારી તરીકેનાં કર્તવ્યોને પરિપૂર્ણ જાણી તે પ્રમાણેનું જીવન ગાળતા થવું તે સંસારી જીવન.

ગૃહસ્થ જીવન ત્રણ સંકલનાથી જોડાયલું છે, ૧ **વ્યક્તિજીવન** ૨ **સમાજજીવન.** અને ૩ **અધ્યાત્મ-જીવન** વ્યક્તિ-મનુષ્ય તરિકેનું જીવન કેવું હોવું જોઇએ અને તે ઘડવાના તેનામાં કયા કયા આદર્શો સમાયલા છે તેનું શુદ્ધ જ્ઞાન પામી વ્યક્તિ-મનુષ્ય તરિકેના સદ્ગુણો ખીલવવા તે વ્યક્તિ જીવન.

વ્યક્તિ જીવન ઉપર જ સમાજજીવનનો આધાર છે. વર્તમાન સમયમાં આપણે વ્યક્તિ જીવનને નહિ તપાસતાં, તેનું સંપૂર્ણ જ્ઞાન નહિ પામતાં સમાજ જીવનને સુધારવા પ્રયત્ન આદરી રહ્યા છીએ તેથી સમાજ જીવનની પ્રગતિમાં જગતના સર્વ દેશો કરતાં આપણે પશ્ચાત છીએ. જ્યાં સુધી વ્યક્તિ જીવનની નોંધપોથી પવિત્ર આદર્શ-નીય તત્વોથી નહિ ભરાય ત્યાં સુધી સમાજ જીવનની સ્થિતિ પણ

અયોગામી રહેવાની જ. તેથી જ પ્રથમ મનુષ્યે જાણવું જોઇએ કે વ્યકિત તરિકેના કયા આદર્શો નિર્માણ થયા છે કે જેને જાણવાથી મનુષ્યનું પવિત્ર જીવન જીવી શકાય.

ભગવાન કૃષ્ણચંદ્રે અર્જુનને વ્યકિત જીવનની વ્યાખ્યા ઉપદેશતાં ઉપદેસ્યું છે કે: "મનુષ્ય પોતે જ પોતાનો બંધુ અને શત્રુ છે. માટે તેણે પોતાનાથી પોતાનો નાશ નહિ કરતાં પોતાનો ઉદ્ધાર કરવો." (ગી. ૬–૫)

મનુષ્યે એજ વિચારવાનું છે કે: આ વિશાળ જગતમાં અનેક જીવોના પરિમાણોમાં હું કોણ? અને મારું શું કર્તવ્ય છે? જીવન કેવું હોય તો મને પોતાની ઓળખ થાય!

જે જીવનના જ્ઞાનોદધિમાંથી પવિત્ર નિષ્કામ કાર્ય પ્રવાહનો ઘોષ વહેતો હોય, અને એ ગંગા સમો નિર્મલ અને ઉજવલ પ્રવાહ વ્યકિત અને સામાજીક જીવનની આરપાર વહન કરી મધુરનાદ સુણાવતો દોડયો જતો હોય ત્યારે જ મનુષ્ય–ગૃહસ્થ જીવનની સાર્થકતા લેખાય. અને તેજ પરમાનંદના અતુલ આનંદની મજા ભોગવવા ભાગ્યશાળી થાય! તેથી સમાજ સુધારણા લક્ષમાં લેતા પહેલાં મનુષ્યે પોતનું જીવન તપાસવું જોઇએ. બીજાઓ પ્રત્યે દોષ અને ટીકાઓ જોતાં–કરતા પહેલાં પોતાના જીવનના દોષો કેટલા સુધર્યા છે? એ જોવું જોઇએ. અને જે દોષોને માટે આપણે બીજાઓની ટીકાઓ કરવા કટિબદ્ધ થઇએ છીએ તે દોષોને સુધારવા આપણે શું કર્યું છે તે ઝીણી નજરથી તપાસવું જોઇએ. પોતાના જીવનને ઉન્નત બનાવ્યા સિવાય બીજાઓની ઉન્નતિ માટે વાતો કરવી એ અજ્ઞાનતાનું લક્ષણ છે. અને એવા અજ્ઞાન પ્રવાહમાં વર્તમાન ભારતસમાજ

ડૂબકાં ખાયા કરે છે તેથી જીવન ઉન્નતિ દૂરને દૂર દોડતી જાય છે.

મહાભારતના ઉદ્યોગપર્વમાં વ્યકિત–મનુષ્ય જીવનના આદર્શોનું વર્ણન કરતાં કહ્યું છે કે–" મનુષ્યે છ સદ્દગુણોનો કદી પણ ત્યાગ કરવો નહિ. **સત્ય, દાન, ઉદ્યોગ, ઈર્ષારહિતપણું, ક્ષમા અને ધીરજ.** "

વ્યકિત મનુષ્ય તરીકેનું જીવન જીવવાને આ સદ્દગુણોની ખાસ જરૂર છે.

**સત્ય**

મનુષ્ય જીવનમાં સત્ય હોવું જોઇએ અને સત્યથી જ તેણે સર્વ વ્યવહાર ચલાવવો જોઈએ. સત્ય એ સ્વતંત્ર અને નિર્ભય છે. જ્યારે અસત્ય અંધ અને અધોગામી છે. સત્ય વાત મનુષ્ય સદા સર્વદા નિર્ભય હોય છે. તેના જીવનમાં ભીરૂતાએ પગ પેસારો કર્યો હોતો નથી. અને તે સ્વ સ્વાર્થને ચ્હાતો–ઇચ્છતો પણ નથી. જ્યારે અસત્યવાદી મનુષ્ય જીવનનાં સઘળાં કાર્ય ઘણાંજ જોખમ કારક હોય છે. તેને પોતાની જીવન દિશાનું ભાન હોતુ નથી તેથી જેમ તેમ કરી અસત્યની ખડકોમાં આખરે જીવન નૌકા પટકાવી દે છે. અસત્યવાદી જીવન ખુશામતીયું હોય છે. બીજાઓની ગુલામી–ખુશામત કરી મૂર્ખાઓની પ્રીતિ–માન મેળવવાના મોહમાં આનંદ માને છે ને બીજાઓની પ્રશંશા ખુશામતથી લક્ષ્મી અને કીર્તિ સંપાદાન કરી 'શ્રેષ્ટ પુરૂષ' તરીકેની ડીગ્રી ધરાવવા ધાંધલ મચાવી રહ્યા હોય છે.

આજનો ભારતસમાજ એવા અંધ અસત્યથી ઘેરાઈ ગયો છે. સત્ય તત્વ તો મનુષ્યમાં દર્શન પણ દેતું નથી. જ્યારે અસત્યથી જીવન ઇમારતનો પાયો નંખાય છે.

सत्यमाहुः परोधर्मस्तस्मात्सत्यं न लोपयेत।

"સત્ય એજ પરમ ધર્મ છે માટે સત્યનો લોપ થવા દેવો નહિ." જે મનુષ્ય સત્ય–ધર્મનો લોપ કરે છે તે મનુષ્ય મનુષ્ય તરીકેના સર્વ હક ગુમાવી બેસે છે. સત્ય વિનાનું જીવન એ જીવતું નરક છે. અને એવા નારકી જીવનમાં મનુષ્ય ઉન્નતિની ઝાંખી જોવા જેમ જેમ પ્રયત્ન આદરે છે તેમતેમ જીવનને અધમ દશામાં ખેંચી જાય છે.

ગૃહસ્થ વ્યવહાર એવો પવિત્ર હોવો જોઇએ કે જેમાં અસત્યનું સ્થાન જ ન હોય. વ્યવહાર અસત્ય બનવાનું કારણ– ખોટી જીજ્ઞાસાઓ, મિથ્યાભિમાન અને સ્વાર્થાંધતા. આ ત્રણ વિનાશક તત્વોએ ગૃહસ્થ જીવનને ઘેરી દીધુ છે અને એવી પ્રબળ સત્તા જમાવી દીધી છે કે જેનાથી સ્વતંત્ર થવું મહા દુસ્તર છે. મનુષ્ય કામનાઓ– ઇચ્છાઓ એટલી બધી સ્વાર્થાંધ બની ગઈ છે કે ગમે તે ભોગે બીજાઓને અસત્યથી ઠગીને પણ વૈભવ વિલાસ ભોગવવા. આવી સ્વાર્થાંધ ભાવનાઓથી હરહંમેશ વાદી પ્રતિવાદીના ઝઘડા વધતા જ જાય છે.

સત્યને અને મિથ્યાભિમાની દોર દમામને હજારો માઇલનું અંતર છે. રાજા હો કે રંક હો, ધનિક હો કે નિર્ધન હો, બ્રાહ્મણ હો કે શુદ્ર હો, ધર્માત્મા હો કે પાપાત્મા હો, તોપણ જે સત્યનું શરણું ગ્રહણ કરી જીવનને સત્યમય બનાવે છે તેજ જગત વંદનીય મહાપુરૂષ તરીકેનું પવિત્ર પદ શોભાવી શકે છે.

સત્ય નિર્ભય છે. નિડરતા એ એની દિવ્ય શકિત છે. સત્ય વચનની ખાતર શ્રી રામજીએ જંગલનાં અનેક સંકટો સહન કરવા-

નું પસંદ કરી વનવાસ વેઠયો. અને રાજા દશરથે સત્યની ખાતરજ પોતાના પ્યારા પુત્રને વનવાસ ગમનની આજ્ઞા કરી. કેવળ સત્યની જ ખાતર ભડવીર પાંડવો પણ પોતાનો ક્રોધ સત્યાચરણથી દબાવી રાજપાટ અને રાણી એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા વિના ધર્મ-બુદ્ધિથી શત્રુ હાથમાં સમર્પણ કર્યા ! સત્યનું એજ બળ છે. સ્ત્રી, પુત્ર. ધન મિલકતની પરવા કદી પણ સત્ય રાખતું નથી.

હરહંમેશ સત્યનું વાતાવરણ ઉત્પન્ન કરો ! સંસારિક કામનાઓ –ક્રીયાઓ સર્વને સત્ય રૂપમાં ફેરવી નાખો ! એટલે તમે પણ શ્રી રામ અને પાંડવો સમા ભડવીર બની શકશો.

સત્યની જેમ વ્યકિત જીવનમાં ઉપયોગિતા છે તેમ સમાજજીવનમાં પણ તેને અગ્રસ્થાન છે. વર્તમાન સમયમાં સમાજ હિતના સામાજીક કાર્યોમાં પણ સત્યને વિસારી તેને બદલે દંભ અને દ્વેષને સ્થાન આપી સમાજજીવન વેડફી નાખ્યું છે. આજે તો સામાજીક કાર્યોના નેતા શ્રેષ્ઠ પુરૂષો પણ દંભ અને દ્વેષથી વીટાઈ ગયા છે. જેના જીવન ઉપર સામાન્ય જનસમાજનો આધાર છે તેવા શ્રેષ્ટ પુરૂષો જ જ્યારે અસત્યનો સ્વીકાર કરી સત્યનો ઉપહાસ કરે ત્યારે સામાન્ય જન સમાજમાંથી સત્યનો લોપ થાય એ સ્વાભાવિક જ છે.

જો જાતે સત્યવાદી બનશો તોજ કુટુંબને, ગામને, અને દેશને સત્યનો પાઠ પઢાવી શકશો. ને જાતે સત્યનિષ્ટ નહિ બનતાં માત્ર ખાલી ઉપદેશ આપ્યા કરશો તો તેથી જરા પણ ઉન્નતિ નહિ કરતાં પોતાની તેમજ સમાજની અધોગતિનું મહાપાપ વ્હોરી લેશો.

વિચારો ! પ્યારાઓ ! સંસારમાં નિત્યના ઉદ્ભવતા દરેક વ્યવહારમાં સત્યનો સાક્ષાત્કાર કરો ! ગૃહસ્થ–જીવનની મહત્તાનો સર્વ

આધાર સત્ય પર છે. રાજા હરિશ્ચંદ્રે સત્યનો જ્યારે સાક્ષાત્કાર કર્યો; ત્યારે રાજા હોવા છતાં પણ કાશીક્ષેત્રમાં જીવન વેચતાં હીણપદ ન લાગ્યું! એજ સત્ય તેજથી આજે પણ હિન્દુ સમાજમાં પુણ્ય શ્લોકના પવિત્ર નામને નંધાવી ગયા! એ સત્ય સામર્થ્ય છે. દિવ્ય આત્માઓ! અનેક જન્મથી ઘર કરી રહેલી અસત્ ભાવનાઓને ધર્મના સત્યજ્ઞાન પામી જીવનમાંથી બ્હાર તરફ કરો! સત્યની રામબાણ દવાથી તેનો નાશ કરો, અને નિરોગી બનો! જ્યારે નિરોગી બનશો, ત્યારે જ ગૃહસ્થ જીવનની મજા લૂટી શકશો.

ગૃહસ્થ–જીવનમાં જેમ સત્યની ઉપયોગિતા છે તેમ દાનની પણ તેટલી જ જરૂર છે. સત્ય સિવાયનું દાન જરાએ ઉપયોગનું નથી. એવા દાનથી તો ઉલટી અધોગતિ વધતી જાય છે. સત્ય અને દાન એ બન્નેવ તત્વો ઓતપ્રોત છે.

## હવે દાન સંબંધી વિચારીએ.

દાન એટલે દેવું મનુષ્ય પોતાનું જે માની બેઠો હોય અને જે તેની પાસે હોય તે સર્વ બીજાઓને સહાયતા કરવા સદૈવ તૈયાર રહી સમર્પણ કરવું તે દાન.

દાનથી દયા અને દયાથી પ્રીતિ એમ ઉત્તરોત્તર દરેક ભાવનાઓ જીવનમાં ઉતરી મનુષ્ય જીવનને ઉન્નત બનાવે છે. જે મનુષ્યમાં દાનવૃત્તિ હોતી નથી તેનું હૃદય ખરેખર નિષ્ઠુર જ હોય છે. જેનામાં દયા અને પ્રેમની વૃત્તિઓ વધારે ખીલેલી હોય છે તેજ દાનની કિંમત ઓળખી શકે છે.

મનુષ્ય જીવન સ્વ સ્વાર્થને માટે નહિ પરંતુ બીજાઓની સહાયતા માટે રચાયલું છે. મનુષ્યે પોતાના સ્વાર્થને માટે જ દરેક કાર્યો

આચરવાનાં નથી પરંતુ સ્વાર્થ અને પરમાર્થ એ બે સાધનોથી સંસાર વ્યવહાર ચલાવવાનો છે.

ભગવાન કૃષ્ણચંદ્રે દાન સંબંધી ઉપદેશ દેતાં કહ્યું છે કે: " આપવું એજ કર્તવ્ય છે એમ સમજીને, દેશ. કાળ, પાત્રનો વિચાર કરીને અને બદલાનો હેતુ રાખ્યા વિના જે દાન અપાય છે તેજ યથાર્થ– સાત્વિક દાન છે.

બદલો મેળવવાના હેતુથી, ફળની ઇચ્છાથી અને અપ્રસન્ન થઇને જે દાન અપાય તે રાજસ દાન છે.

દેશ, કાળ અને પાત્રનો વિચાર કર્યા વિના અનાદર અને અવજ્ઞા પૂર્વક જે દાન અપાય તે તામસ દાન છે." (ગી. ૧૭-૨૦-૨૧-૨૨) પ્રકૃત્તિ ત્રણ તત્વથી વેહેંચાયલી છે. સત્વ, રજ અને તમ, સત્વ, રજ, અને તમ એ ત્રણ ગુણો જ સંસાર તેમજ શરીર વૃક્ષને સિંચી રહ્યા છે. સત્વ સુખદ્વારા, રજો કર્મદ્વારા અને તમ નિંદ્રાદ્વારા કાર્ય ચલાવી રહ્યા છે. તેવા દાનના પણ ત્રણ પ્રકાર છે.

વર્તમાન સમાજમાં સત્વના સાચા સુખનો કોઇ પણ ક્રિયામાં અથવા સુધારાઓમાં પણ અનુભવ થતો દેખાતો નથી. માત્ર રજોગુણી કર્મો અને તમોગુણી નિંદ્રાનું જ સામ્રાજ્ય છે. મનુષ્યનાં દરેક કર્મો રાજસ કે તામસથી ભરેલાં હોય છે. તેથી જે દાન કરવામાં આવે છે તે પણ પ્રાણુવાન અને પ્રેમ યુકત હોતાં નથી. આજે જે દાન અપાય છે તે માત્ર પાપ નિવારણાર્થે કે ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે ફળ મળે તે માટે અગર કોઇ એવા બીજા હેતુઓથી જ આપવામાં આવે છે. તેથી દાનની મહત્તા દિન પ્રતિદિન સમાજમાંથી ઘટી જાય છે.

દાન એટલે આપવું એજ કર્તવ્ય છે. એમ સમજીને જ દાન કરવું જોઇએ અને તેમાં બદલાનો હેતુ જરા પણ હોવો ન જોઇએ. વળી દેશ, કાળ, પાત્રનો વિચાર કરીને જ આપવું જોઇએ. જે ફળની આશા વિનાનાં અને નિષ્કામ વૃત્તિથી દાન અપાય તેજ સાત્વિક દાન કહેવાય છે. આજે દાન તો અપાય છે. પણ દેશ, કાળ અને પાત્રનો વિચાર કર્યા વિનાજ દાન પ્રવાહ વહેવડાવવામાં આવે છે જેથી દાન લેનાર અને દેનાર બન્નેનું અધોગમન થાય છે.

કોઇ પણ કર્મ એવું નથી કે જેમાં દેશ, કાળ, પાત્રનો વિચાર કરવાની જરૂર જ ન હોય! દાનને માટે પણ તેમજ છે. જે દેશ કાળમાં મનુષ્યનો જન્મ થયો હોય તે દેશકાળને કયા દાનની જરૂર છે. કેવું દાન. આપવામાં આવે તો સમાજનું હિત સધાય. વ્યકિત તથા સમાજ જીવનને ઉન્નતિમાં ધપાવવા કયા દાનની જરૂર છે એ સમજી–વિચારીને દાન અપાય તો દાનને નામે ચાલતો દુરાચાર અટકી જાય. જે દાનથી મનુષ્યનાં હૃદય, દયા, પ્રીતિ અને ભક્તિથી છલબલ થઈ એક રસ બની જાય તેજ સાચુ દાન છે. જે દયાપાત્ર હોય અને આર્ત તથા પીડિત હોય તેને જ દાન આપવું. જેને કોઇ પણ પ્રકારનું દુઃખ ન હોય અથવા જેને કોઇ પણ વસ્તુની ન્યૂનતા ન હોય એવાઓને દાનથી નવાજી શાબાશી મેળવાય એ વર્તમાન સુધારાનું દાન છે. જેને દારિદ્ર–દુઃખ ન હોય તેને ધનનું દાન આપવું એ નિષ્ફળ છે તેમ જેને કોઈ પણ રોગ ન થયો હોય તેને દવાનું દાન આપવું એ પણ નિરર્થક છે. અનુચિત દાન કર-વાથી પાપની વૃદ્ધિ થાય છે અને એ વૃદ્ધિ પામતાં પાપો દાનને–દાન લેનારને દુરાચારી બનાવે છે.

આજે તો દેશ, કાળ પાત્રનો વિચાર કર્યા વિના અનુચિત દાન કરવાને લીધે સંસારના પ્રપંચોમાં ઘટાડો થવાને બદલે ઉલટી વૃદ્ધિજ થતી ચાલે છે.

જે સમાજમાં હજારો મનુષ્યો ભૂખ્યા અને નાગા ફરે છે. વિદ્યાવિહિન બની જેમ તેમ જીવન વીતાવે છે. તે સમાજના દાનવીરો—કે જેઓની તીજોરીમાં હજારો રૂપીયા ખણુખણાટથી ગાજી રહ્યા હોય છે અને દરરોજના સેંકડો રૂપીઆ મોજ વિલાસોમાં ખર્ચાયે જાય છે તેવા પંથાચાર્યો—ગુરૂઓને નીભાવી રહી, ભૂખે મરતા દરીદ્ર નારાયણોને અટહાસ્યથી હસી રહ્યા છે! આધુનિક સમાજે દાનની વ્યાખ્યા એવી જ કરી છે. આજે દાનને નામે અનેક દુરાચારો વધી પડયા છે. શહેરના સટોરીયાઓ અને જુગારના ખેલાડીઓ સટ્ટા અને જુગારની સિદ્ધિ માટે સંત સાધુઓના મિષ્ટાન્ન પાછળ અને મંદિરોમાં ઠાકોરજીને ધરાવાતા શણુગાર અને છપ્પન ભોગ પાછળ હજારો રૂપીયા દાનને નામે ઉડાવી પવિત્ર દાન ધર્મને શરમાવી રહ્યા છે. ભૂખે મરતાં, નાગાં ફરતાં બાળકોને તરછોડી, મંદિરના એક ખુણામાં હજારો રૂપીઆથી તૈયાર થએલા છપ્પન ભોગો ભગવાન એકલોજ આરોગે તો તેવા એકલપેટા અને અન્યાયી ભગવાનને ઇશ્વર કહી શકાય કે કેમ? એ તો ભગવાનના ભકતો જાણે! આજે તો ઇશ્વરને નામે અનીતિનું સામ્રાજ્ય જોવામાં આવે છે. ગોપાલ કૃષ્ણને પ્રસન્ન કરવાને દરરોજના સેંકડો રૂપીઆ પ્રસાદીમાં વહી જાય છે. અને તે જ ઠાકોરજીને ધરાવેલી પ્રસાદી ભરબજારમાં વેચાય છે. ધર્મસંસ્થાઓએ નાટકશાળાનું રૂપ લીધું છે. તેથી સમાજની સ્થિતિ ઉલટી જ થતી ચાલી છે.

દાન કરો ! નિરાધાર અને અનાથ મનુષ્યોને કામે લગાડો ! નિરાધાર બાળકોને વિદ્યા શીખાવો ! અને જેને જે વસ્તુની જરૂર હોય તેને જ તે વસ્તુનું દાન આપો ! ઇશ્વર લક્ષ્મીથી કદી પણ પ્રસન્ન થતો નથી. ઇશ્વરની પ્રસન્નતા મેળવવા તેજ ભાગ્યશાળી થાય છે કે જે ઇશ્વરની—જગતની સેવા કરવા, સેવામાં સર્વ સમર્પણ કરવા તૈયાર રહે છે. જ્યાં સુધી બીજાઓનું દુઃખ જોતાં હૃદય રડી ઉઠશે નહિ અને સુખ જોતાં હર્ષ થશે નહિ ત્યાંસુધી મનુષ્ય હૃદયમાં દયા, દાન અને પ્રેમ કદી પણ ઉદ્દભવશે નહિ.

આજે જે દાન આપવામાં આવે છે તે અનાદર અને અવજ્ઞા-પૂર્વક આપવામાં આવે છે. કોઇ મનુષ્યને આર્થિક સહાયની જરૂર પડી ને તેણે સત્ય હકીકતથી સહાયની માગણી કરી તો તે મનુષ્યને અનાદર અને તિરસ્કાર કરી હાંકી મૂકાય છે. જ્યારે ખુશામતીઆઓ જરા વાહ વાહના શબ્દો ઉચ્ચારે કે તેઓની પાછળ અનેક રૂપીઆ ઓવારી નંખાય છે. તામસ દાનનો વ્યવહાર ચાલુ થવાથી ગૃહસ્થ જીવનમાં તામસનો અંધકાર છવાઇ રહ્યો છે. છતાં પણ ભારત સમાજ અંધ શ્રદ્ધામાં મુક્તિ માને છે એજ ભારતીય દુર્દશા છે. ઉદ્યોગ વિના દાનની કિંમત નથી. અને જીવનની ઉન્નતિ પણ ઉદ્યોગમાં જ છે.

## હવે ઉદ્યોગ સંબંધી વિચારીએ

ઉદ્યોગ વિનાનું જીવન એ જીવનની મૃત્યુદશા છે. ઉદ્યોગ મનુ-ષ્યનો મોટામાં મોટો મિત્ર છે. ગૃહસ્થે ઉદ્યોગ વાદી બનવું જોઇએ. ઉદ્યોગમાં જરાપણ ન્યૂનતા ન થવી જોઇએ. અને **આજીવિકાનાં** સાધન પ્રાપ્ત કરવાને સતત પ્રયત્ન કરવો જોઇએ. આળસ–પ્રમાદનો

ત્યાગ કરી કર્મમાં પ્રવૃત્તિ રાખી સંસારનાં દરેક કાર્યો બજાવવાં જોઇએ.

ઉદ્યોગ એવો ન હોવો જોઇએ કે–જે ઉદ્યોગ ગરીબ ખેડુત–મજુરોને ચુસવાનો, પ્રાચીન ગૌરવ ભર્યા ઉદ્યોગનો સંહાર કરી, પાશ્ચિમાત્ય ઉદ્યોગનું દાંભિક અનુકરણ કરી તે સમાજમાં દાખલ કરવાનો, અને એ સુધરેલા ઉદ્યોગોથી ભુખમરો, પરાધીનતા વૃદ્ધિગત કરવાનો ઉદ્યોગ આજ કાલના સમાજમાં આદરાતો હોઈ ભારત સમાજની ઉન્નતિને બદલે અધોગતિ થતી જ ચાલે છે.

ઉદ્યોગની વ્યાખ્યા વર્તમાન સુધારકોએ ભારત સમાજને એવી શીખવી છે કે–"ઉદ્યોગ કરો. સટ્ટા, જુગાર ખેલો! હવેલીઓ, બંગલા, ગાડી, ઘોડા, મોટર વિગેરે વિલાસી સાધનો ઉત્પન્ન કરો! અને એ વિલાસો પ્રાપ્ત કરી મોજશોખોમાં મજા ભોગવો! મનુષ્ય જન્મ સંસાર વિલાસી ભોગો ભોગવવાને જ નિર્માણ થયો છે!" "જોજો! યાદ રાખજો! તમારા વિલાસોમાં જો કોઈ પણ જાતનો વિરોધ ઉભો થાય કે તરત તેને સમાવવા–સંહારવા તૈયાર રહેજો. નહિ તો તમારા આનંદમાં ખામી રહેશે. વળી વૈભવ વિલાસ ભોગવતાં બીજાઓનું અહિત થાય, કોઇનું સત્યાનાશ જાય, દેશ તથા ધર્મની ગમે તે સ્થિતિ થાય અને કદાચ ગરીબોનો શ્રાપ વરસતો થાય તોપણ વૈભવ વિલાસી ધર્મને હરકત આવવા દેશો નહિ. આજ જીવન–કર્તવ્યનો સાચો પાઠ છે."

જીવન કર્તવ્યના ઉદ્યોગની આવી અનિષ્ટ ભાવનાઓને લીધે સમાજ અત્યારે કર્તવ્ય ભ્રષ્ટ સ્થિતિમાં ગોથાં ખાયા કરે છે. આજે તો મનુષ્યનું ધ્યેય બીજાઓનું પચાવી લઈ, ગરીબોનો ભોગ આપીને પણ ધનવાન બનવું એ છે આથી મુડીવાદ વધ્યો છે. મુડીવાદીઓના

સામ્રાજ્યથી રાક્ષસી અવાજ કરતી, ભારતનું શરનૂર હરણ કરતી મીલોનું અસ્તિત્વ છે. અને એ ભયંકર મીલોએ ભારત પ્રજાનું ચેતન હરી લીધું છે.

જે પ્રજા સ્વ ઉદ્યોગથી સંસારનો કાર્યભાર ચલાવતી, તે પ્રજાને સ્વ ઉદ્યોગથી વિમુખ કરી પરતંત્રતાની શૃંખલાથી ઝકડી દીધી છે. પરદેશી ઉદ્યોગના અનુકરણે દુધની ડેરીઓ, કુવાના પંપો, અનાજ દળવાની ઘંટીઓ, જમીન ખેડવાના હળો વિગેરે યાંત્રિક સુધારાઓ ભારત સમાજમાં દાખલ થઇ, સમાજ જીવનને વિષમય બનાવી દીધું છે. જે પ્રજાનું જીવન સ્વ ઉદ્યોગથી જીવવાનું હતું તે પ્રજા અત્યારે પરદેશીઓના જીવન ઉપર નાચી રહી છે, જે પ્રજા સ્વ ઉદ્યોગથી ઘી, માખણ દૂધ વિગેરે સાત્વિક–પૌષ્ટિક ખોરાકથી રૂષ્ટપુષ્ટ બની વીર પ્રજા તરિકેનું સન્માન ભોગવી રહી હતી તે પ્રજાને આજે ઘી દુધના સાંસા છે. સાત્વિક આહારને બદલે તામસી આહારથી દેહ પોષાય છે એજ પરદેશી ઉદ્યોગનો મહિમા છે.

જે કુવાને કાંઠડે આનંદી ખેડુતો સ્વ ઉદ્યોગથી કલ્લોલ કરતા અને સ્વ પુરૂષાર્થને જ શ્રેષ્ટ માની જીવનને મધુર બનાવતા તે સ્થળોને આજે પરદેશી પંપોએ ખેડુતના આનંદી, સંતોષી જીવનને છિન્નવિછિન્ન દશામાં ગોઠવી દીધું છે.

આજે હિન્દુ સમાજ ભુખમરાથી ઘેરાઇ આજીવિકાનાં સાધન પ્રાપ્ત કરવા ફાંફાં મારી રહ્યો છે. પરંતુ તેના ઉદ્યોગમાં ઉદ્યોગિતા નહિ પણ અધોગતિનાં દર્શન થાય છે. કારણ પાશ્ચિમાત્ય સુધારકો-એ ભારતના ઉન્નતપ્રદ ઉદ્યોગી જીવનનો પાયો પશ્ચિમના સુધારા પર રચ્યો. જેમ જેમ પાશ્ચિમાત્ય ઉદ્યોગી સુધારાઓ સમાજમાં પ્રવેશ

કરતા ગયા તેમ તેમ વધારેને વધારે પ્રમાદ અને નિરૂદ્યોગી સ્થિતિ સમાજની થવા લાગી. પરિણામ એ આવ્યું કે સ્વતંત્ર પ્રજાએ પરતંત્રતાની બેડીમાં ઝકડાઇ.

એક જ સૈકા પહેલાં સ્વ ઉદ્યોગથી દ્રવ્યોપાર્જન કરી જે સુખ અને શાન્તિ સમાજ અનુભવી રહ્યો હતો તે શાન્તિ અને આનંદ આજના કહેવાતા સુધારાઓમાં પ્રવેશ પણ કરી શકતાં નથી.

આજે તો વ્યકિત તથા સામાજીક જીવન દુર્દશાના કીચડમાં ગોથાં ખાય છે.

પૌર્વાત્ય જીવન અધમ માની પાશ્ચિમાત્ય જીવનની સૌંદર્યતાના ભભકમાં પતંગીયાની માફક ઝંપલાઇ, મસ્ત બનેલા સુધારકોએ ભારત સમાજને ઉન્નતિમાં ધપાવવાનું બીડુ ઝડપ્યું. અજ્ઞાન અને અણસમજુ સમાજને પાશ્ચિમાત્ય વિલાસી સુધારાઓનું ઝાંખું ઝાંખું દર્શન પણ કરાવ્યું. સમાજ તે હીપ્નોટીઝમ પ્રયોગથી ઠગાયો. પૂર્વના વિચારો અધમ મનાયા અને પાશ્ચિમાત્ય સંસ્કૃતિને અગ્રમાન મળ્યું !

ભારતનો ઉદ્યોગ હજારો મનુષ્યના રક્ષણાર્થે નિર્માણ હતો જ્યારે પશ્ચિમનો ઉદ્યોગ હજારો મનુષ્યોના ભક્ષણાર્થે રચાયલો છે. પૂર્વવાસીઓ કે જેઓને એ પશ્ચિમના ઉદ્યોગ અપથ્ય, અજીર્ણ અને જીવનહિણુ હતો છતાં તે ઉદ્યોગનો ઉન્નતિ માની સ્વિકાર થયો. આથી પૂર્વવાસીઓની જે પ્રગતિ થવી જોઇતી તે ન થતાં ઉલટી અધોગતિ થતી ચાલી જેથી પશ્ચિમની પ્રજાનું સામ્રાજ્ય સ્થપાયું

ઉદ્યોગી બનો ! પુરૂષાર્થ કરો ! પરંતુ ઉદ્યોગને એવો ખીલવો કે પોતા સાથે બાજાઓનું પણ હિત સધાય. ગૃહસ્થે દ્રવ્યોપાર્જન માટે પ્રયત્ન કરવો અને જે ઉદ્યોગ આદરવો પડે તે ઉદ્યોગ અસત્ય

ભાષણ, ઠગાઈ, લૂંટ, રૂશ્વત, સટ્ટા અને ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે આરંભવો નહિ. જો એવા અનીતિ ભરેલા ઉદ્યોગથી દ્રવ્યોપાર્જનનો માર્ગ મેળવશો તો યાદ રાખજો કે તેજ ઉદ્યોગો આખરે તમને દગો દેશે. કર્મનો એ અવિચળ સિદ્ધાંત–કાયદો છે.

"જે વાવશે તેવું જ લણશે, કરશે તેવું પામશે
કૌચ બીજ વાવી કદી ના, આમ્ર વૃક્ષ નીપજશે
પરિણામ ઉત્તમ કાર્યનું, ઉત્તમ સદાએ આવશે
બન્ધન બધાં છેદન કરી, પ્રભુ ભાવથી ભરી લાવશે."

કર્મ માત્ર સારૂ કે નઠારૂ પરિણામ તો લાવે જ છે, તો પછી એવા અધમ ઉદ્યોગોની જાળમાં ઘેરાઇ જીવનને વેડરી નાખવું એ ભયંકર આત્મ હત્યા છે અને એવી આત્મ હત્યાઓ આજનો સમાજ આચરી રહ્યો છે. જે વાણિજ્ય વૃત્તિથી સમાજનું ધારણ–પોષણ થતું તે વાણિજ્ય ઉદ્યોગે આજે ગરીબ ખેડુત–પ્રજાનું સત્વ હણી નાખ્યું છે. ગ્રામ્ય જીવનની દુર્દશા કરી ચિંથરે હાલ દશા ભોગવતું બનાવી દીધું છે. અર્વાચીન ઉદ્યોગનો પાયો મુડીવાદથી રચાયો છે, જ્યારે પ્રાચીન ઉદ્યોગનો પાયો વ્યક્તિ અને સમાજ જીવનના ધારણ–પોષણ માટે સ્થપાયેલો છે. એ ધર્મ તત્વનો સમાજમાંથી લય થતો ચાલ્યો. સમાજ જીવનનો આધાર ગૃહસ્થ–જીવન છે. અને ગૃહસ્થ મનુષ્યો જ ધન ઉપાર્જન કરી સમાજનાં અનેક હિત સાધી શકે છે. ગૃહસ્થે સરળ અને ધર્મ યુક્ત ઉદ્યોગથી દ્રવ્ય સંપાદન કરવું અને જે મળે તેમાં સંતોષ માની અધર્મ પ્રવૃત્તિથી સદૈવ અલગ રહેવું,

જે ગૃહસ્થી ધર્મયુક્ત લક્ષ્મી સંપાદન કરવા પ્રયત્ન કરતો નથી તે ખરેખર સમાજમાં અનીતિ ફેલાવે છે. જે ગૃહસ્થી આળસ

અને પ્રમાદમાં જ જીવન વીતાવે છે તે પોતે જ પોતાની હત્યા કરે છે. જેના જીવન ઉપર અનેક મનુષ્યોનો આધાર છે તે જ્યારે પ્રમાદ વશ થઇ નિરૂદ્યમી બને છે ત્યારે તે સમાજ જીવનને પણ તેથી વધારે વિચિત્ર બનાવે છે. માટે સદ્‌ભાવથી ને સદાચરણથી લક્ષ્મી મેળવવાનો ઉદ્યોગ કરો! જે ઉદ્યોગ આદરો તેમાં અતિશય લોભવૃત્તિ ન રાખો! લોભવૃત્તિથી સદાચરણનો નાશ થાય છે માટે સારી ભાવનાઓ અંતઃકરણમાં દાખલ કરો! એટલે તમારો ઉદ્યોગ પણ સંતોષી અને સુખી બનશે.

જે મનુષ્ય ઉત્તમ ઉદ્યોગથી, ઉત્તમ હેતુથી અને અપૂર્વ શ્રદ્ધાથી દ્રવ્ય મેળવવાનો પ્રયત્ન કરે છે તેજ ગૃહસ્થ જીવનને સ્વર્ગ સમું બનાવી શકે છે.

ઉદ્યોગ અનેક પ્રકારના છે. પરંતુ જે ઉદ્યોગમાં ઉત્તમ હેતુ અને અપૂર્વ શ્રદ્ધાનો વાસ હોય તોજ તે ઉદ્યોગ ખીલી નીકળે છે. ઉદ્યોગમાં ઇર્ષાનો વાસ ન જોઇએ. જ્યારે ઇર્ષા ઘર કરી બેસે છે ત્યારે મનુષ્ય અનેક પ્રકારના અત્યાચાર કરવા પણ તૈયાર થાય છે. એટલે ઉદ્યોગમાં ઇર્ષા રહેવાથી ઘણી વખત નીચતા ભરેલાં કાર્યો બને છે. માટે ઇર્ષાનો તો સંપૂર્ણ નાશ કરવો જોઇએ.

## ઇર્ષા રહિતપણું.

ઇર્ષા એ મનુષ્યનું રક્તશોષક યંત્ર છે. બીજાઓનું સુખ ન સહન થવાથી ઇર્ષા ઉત્પન્ન થાય છે. અને તેમ ઇર્ષામાં જ્યારે મનુષ્યનું ચિત્ત ચગડોળે ચઢે છે ત્યારે ચિંતાની ચિતામાં દહન થવા મનુષ્યે તૈયાર રહેવું પડે છે. આખરે એવી ચિંતામાં જ મનુષ્ય, જીવનની સમાપ્તિ કરી દેછે.

આજના કેટલાક સમાજો-પંથો પોતાની પ્રશંસા કરી બીજા પંથો-સમાજોની ઇર્ષામાં જ શબ્દોની ગુંથણી ગુંથી લેખોના લેખો ચીતરી નાખે છે. જ્યારે એ લેખો-શબ્દો સમાજના અધ્યયનમાં આવે છે ત્યારે સમાજ પણ ઇર્ષાનું સ્વરૂપ ધારણ કરે છે. તેથી વ્યક્તિ-સામાજીક પાપોની સંખ્યા વધતી જ જાય છે. ઇર્ષાથી વાક્‌યુદ્ધ વધ્યાં છે. તિરસ્કારનો રાફડો ફાટયો છે. બીજાઓનું સુખ જોઈ અને પોતાને અધમ માની ઝુપડું તોડી નંખાવી બંગલાઓ વસાવવાની લાલચે કરજનો ત્રાસ દિનપ્રતિદિન વધતો જ જાય છે ઇર્ષાના બળથી એક મનુષ્ય બીજા મનુષ્યને શત્રુ દેખે છે. ધર્મને નામે યુદ્ધો થયા કરે છે. આજે ધર્મ- કર્તવ્યને ઇર્ષામાં ઘટાવી દીધું છે. એક સમાજ બીજા સમાજને ઇર્ષાની દૃષ્ટિએ નિહાળી કુસંપ અને ક્લેશનું બીજારોપણ કરી સામસામા તિરસ્કારનો વરસાદ વરસાવી રહ્યા છે. કદાચ બીજાઓના સિદ્ધાન્ત કરતાં પોતાના સિદ્ધાન્તોમાં ન્યૂનતા હોય અને પોતાનો સિદ્ધાંત સત્ય હોય તોપણ હૃદયની મમતાને ગુમાવી ન બેસતાં ઈર્ષા અને નિંદક વૃત્તિઓને કદી પણ પોષવી નહિ. દરેકના વિચાર અને દરેકના કાર્ય સાથે સહાનુભૂતિ મેળવો. સિદ્ધાંત-વિચાર ભેદને એક બાજુ છોડી દઇ વ્યવહારિક-પારમાર્થિક કાર્યોમાં સાથે રહીને જ પ્રગતિ કરો! ધારો કે કોઇ મનુષ્યે વ્યવહારિક, પારમાર્થિક કાર્યનો પ્રારંભ કર્યો હોય અને તે મનુષ્યના અને તમારા સિદ્ધાંતોમાં આસમાન જમીનનો ફરક હોય તોપણ એ કાર્યોમાં સાથે રહીને ભ્રાતૃભાવથી વર્તો. બીજાઓ એમ ન સમજી શકે કે આ મનુષ્ય સિદ્ધાંત ભેદવાદી છે. જેટલા આપણને વ્હાલા હોઇએ તેથી પણ વધારે બીજાઓને વ્હાલાં શીખો! સર્વ ઈશ્વરનાં સન્તાન છે.

સર્વનો પિતા એક છે અને અમે સર્વ ભાઇઓ છીએ. હરહંમેશ એવા વિચારો ધરાવ્યા કરી તે પ્રમાણેનું જીવન ગાળવા લાગો, એટલે ઇર્ષા કદી પણ તમારી પાસે આવી શકશે નહિ. જેનું જીવન ઇર્ષારહિત હોય છે તેજ સાચા ભાઇચારા—ભ્રાતૃભાવને ઓળખી શકે છે.

ઇર્ષાને લીધે ભાઇભાઇમાં કલેશ, કુંટુંબ પરિવારમાં ત્રાસ વધ્યા કરે છે અને એ ઇર્ષા સ્ત્રી જીવનમાં જ્યાર પ્રવેશ કરે છે ત્યારે તો ગૃહસ્થ જીવન મૃતદશા અનુભવે છે ઇર્ષા અને દ્વેષનો સંહાર ત્યારે કરી શકીએ કે જ્યારે સર્વનાં હૃદય પ્રેમ સરિતામાં કલ્લોલ કરતાં હોય, અને સર્વ મનુષ્યો ઇશ્વરને એકજ પિતા તરિકે સ્વીકારતા થયા હોય! આજે તો ભ્રાતૃભાવ શબ્દોમાં ઝળકી રહ્યો છે. અને કાર્યોમાં જોઇશું તો ઇર્ષા-દ્વેષનું તિમિર દળ ભારત સમાજને વીંટાઇ વળ્યું છે.

ઇર્ષા રહિત બનો! સર્વનું ભલું ઇચ્છો! જે બને તે બીજાઓને અર્થે ખરચતા—વાપરતા રહો! દયા અને પ્રીતિના સાત્વિક સૈન્યથી ઇર્ષા અને ક્રોધનો સંહાર કરો! ક્ષમાવાન બનો! ગૃહસ્થ ધર્મ એજ ઉપદેશ આપી રહ્યો છે.

## ક્ષમા અને ધીરજ

ક્ષમા એ ગૃહસ્થ જીવનનો ઉંચામાં ઉંચો ગુણ છે. અને તે દરેક ગૃહસ્થમાં હોવો જ જોઇએ. ક્ષમા વિનાનો મનુષ્ય પોતાનોજ હત્યારો છે. સંસારમાં ક્રોધ અને દ્વેષ ઉત્પન્ન કરે તેવા ઘણા પ્રસંગો આવતા હોઇ તેવે પ્રસંગે મનુષ્યે ક્ષમાની શક્તિથી શાન્ત થવું જોઇએ. ક્રોધ આવે તે પ્રસંગે મૌન સેવવું. અને તેમ ન બને તો તે પ્રસંગથી થોડો સમય દૂર જવું અને પછી વિચારવું કે ક્રોધથી કોઇને દુઃખ

થશે અને તે પાપ મારે ભોગવવું પડશે તો શું એવાં પાપ ભોગવવાને માટે જ આ મનુષ્ય જન્મ છે? **એ પાપોને હુવે હૃદયમાં પેસવા દઉંશ નહિ. એવો દૃઢ નિશ્ચય કરો!** મનુષ્ય જ્યારે એવી ભાવનાથી વિચારે છે ત્યારે તેનો ક્રોધ આપોઆપ શાન્ત થઇ જાય છે.

ક્ષમા એ અશક્ત લોકોનો ગુણ છે પરંતુ સશક્ત બહાદૂર પુરૂષનું તો એ ભુષણ છે. શક્તિવાન હોવા છતાં–બહાદૂર હોવા છતાં પણ ક્રોધને સંહારી ક્ષમાની શાન્તિમાં આનન્દ ભોગવે તેજ સાચો સંસારી છે. તૃણ વગરના સ્થાનમાં પડનાર અગ્નિ પણ આપોઆપ બુઝાઇ જાય છે તેમ ક્ષમાવાન મનુષ્યનો ક્રોધ પણ એની મેળે જ શમી જાય છે. જે બીજાને ક્ષમા આપતો નથી તે માત્ર પોતાને જ દોષિત બનાવે છે. ક્ષમા આપશો તોજ ક્ષમા મળશે અને કદાચ ક્રોધના વિચારો ફેંકશો તો તેવાજ વિચારો તમને પાછા અથડાશે. માટે ક્ષમાવાન બનશો તોજ બીજાઓને ક્ષમાનો મધુરો પાઠ શીખવી શકશો.

જગતના મહાપુરૂષોમાં ઝળકતું તેજ એ ક્ષમા છે. કોઇ મનુષ્ય ગમે તેટલો ક્રોધ કરી સામો ધસી આવતો હોય તો પણ ક્ષમાના તેજ વડે તેના ક્રોધને શમાવી શાન્તિની શીતળતામાં તે ક્રોધી મનુષ્યને શીતળ–શાન્ત બનાવાય ત્યારેજ ક્ષમાનું સાચું તપ તપ્યા કહેવાય.

સંસારિક કાર્યોમાં સ્ત્રીપુરૂષ કે ભાઇ ભાઇઓમાં ઘણી વખત ક્રોધના પ્રસંગો ઉભા થાય છે તેવે પ્રસંગે જો ક્રોધને વશ બની ક્ષમાને વીસારી દેવાય તો તેનું પરિણામ પણ ભયંકર સોસવું પડે અને જો ક્ષમાના શસ્ત્રથી ક્રોધનો સંહાર કર્યો હોય તો સર્વ તકરારોનો અંત પણ આવી જાય. ક્ષમાવાન બનો! પરંતુ નિર્બળ નહિ

બનો! શક્તિહિણુ મનુષ્ય ક્ષમા આપી શકે એ તો સહેજ છે પણ શક્તિવાન-બહાદૂર મનુષ્ય ક્ષમા આપી શકે તેજ સાચી ક્ષમા છે. નિર્બળને સબળ બનાવનારૂ હથિયાર ક્ષમા છે. ક્ષમા નિર્બળતાને હાંકી મૂકી જીવનને ધન્ય બનાવે છે. ક્ષમાની સાથે ધીરજની પણ તેટલીજ જરૂર છે. ધીરજવાન મનુષ્ય ગમે તે કાર્યોના સકંચામાં ઝકડાયલો હોય તો પણ તે ચિત્તની ચંચળતાને ન વધવા દેતાં સમતાને સંધરે છે. બલ્કે નવીન શક્તિ પ્રાપ્ત કરી લે છે. સંસારમાં હર્ષ, શોકના અને સુખ દુઃખના અનેક પ્રસંગો આવતા હોઇ, મનુષ્ય તે વખત જો ધીરજથી એ પ્રસંગ વટાવતો આગળ વધે તો એ પ્રસંગો તેને જરાએ બાધ કરી શકતા નથી.

સંસારમાં સ્ત્રી, પુત્ર કે કોઇ સંબંધી વર્ગનું દેહાન્ત થાય છે ત્યારે મનુષ્યનામાંથી ધીરજ ખૂટી જાય છે. અને ગત બનાવોનું રાતદિવસ સ્મરણ કરી રોદણાં રડયા કરે છે. એ રોદણાં એને કર્તવ્ય ભ્રષ્ટ બનાવે છે. છતાં પણ તેવી ને તેવી દશામાં ભટકવાનું પસંદ કરે છે. પોતાના કે નિકટના કોઈ સંબંધીનું દેહાન્ત થાય અગર પ્યારામાં પ્યારી વસ્તુનો નાશ થાય તોપણ વ્યર્થ શોચ કરી હૃદયને પીગળાવશો નહિ, શોચ કરવાથી નિર્બળતાના પરમાણુંઓ જીવનના અણું અણુંમાં પ્રવેશી જીવન તંતુઓને શક્તિહિણુ બનાવે છે. ગત બનાવોનો વ્યર્થ શોચ કરી રોદણાં રડયા કરવાં એ દેખીતું જ બાયલાપણું છે. કદાચ ગયેલી બાબતો પર શોચ કરી શરીર તથા મનને જલાવી દેશો તેથી તે બનાવો પુનરાવૃત્ત પામી તમને આનંદ આપી શકશે ખરા? અસ્થિર વસ્તુને સ્થિરતામાં લાવવા રોદણાં રડયા કરવું એ મહાન અજ્ઞાન છે. અને એવું અજ્ઞાન જ્યારે જીવ-

નમાં પ્રવેશ પામે છે ત્યારે જીવન કર્તવ્ય વિહિન બની જેમ તેમ પટકાઇ પડે છે. ધીરજવાન મનુષ્યોમાંજ કાર્ય કરવાનું બળ હોય છે. તેથી તેમના કાર્યો સમાજની નજરે અલૌકિક ભાસે છે.

ધીરજ એ ગૃહસ્થ જીવનનો અગ્ર અને મધુરો ગુણ છે. જે ગૃહસ્થ સંસારનાં સર્વ કાર્યો ધીરજ અને શાન્તિથી બજાયે જાય છે તેનામાં ક્ષમા પણ ધીમે ધીમે પ્રવેશી ઇર્ષાને દૂર કરી પવિત્ર ઉદ્યોગથી, સત્યના સેવનથી અને દાનના તપથી જીવનને સ્વર્ગીય બનાવી દિવ્ય ધામમાં વિચરે છે. એ સદ્ગુણો જ્યારે ગૃહસ્થ જીવનમાં ઉતરે છે ત્યારે કુટુંબ તથા સમાજને પણ તેવા સદ્ગુણોથી ઉભરાવી દે છે. આજે તો ગૃહસ્થ જીવન અનીતિના પાશમાં ઝકડાઇ ગયું છે. જીવનની અધમ દશા થતાં સુધી પણ ગુલામીમાં મરવાનું પસંદ કરે છે. ગૃહસ્થ જીવનનો પાયો ખવાઈ ગયો છે. અને સમાજ જીવન અસ્તવ્યસ્ત દશામાં ડોલે છે. આજે તો સમાજ જીવન સુધારવાની મોટી મોટી વાતો થાય છે, કાયદા કાનુનો ઘડાય છે અને પેપરોમાં તેના વિશાળ લેખો પણ લખાય છે. પરંતુ એ વિચારાતું નથી કે જેના જીવન ઉપર સમાજ જીવનનો આધાર છે; તેવા ગૃહસ્થ જીવનને જ્યાં સુધી ઉન્નતિના મંત્રો ન શીખવાય ત્યાં સુધી એ સર્વ સુધારાઓનો શો ઉપયોગ થાય? ગૃહસ્થ જીવન એ ઉત્કર્ષ જીવન છે. અને જીવનને વ્રતાભ્યાસી બનાવવાની જરૂર છે. વ્રતથી સાચી કસોટી થતાં જીવન આલ્હાદદાયક બને છે. મનુષ્ય વ્રતી હોય અને તે સાથે સિદ્ધાંતવાદી હોય તો તેજ જગતમાં વિજય ડંકો ગજાવે છે.

વેદોની એ મહાન આજ્ઞા છે કે ગૃહસ્થાશ્રમીએ નીચેના ચાર વ્રતોનું સંપૂર્ણપણે પરિપાલન કરવું. ૧ मातृदेवो भव ૨ पितृदेवो भव

३ आचार्य देवो भव ४ अतिथि देवो भव.

એ રીતે જો ગૃહસ્થ માતા, પિતા, આચાર્ય અને અતિથિમાં દેવતુલ્ય ભાવના રાખી સાચો વ્રતી બને તો દ્વૈત, વિશિષ્ટાદ્વૈત અને શુદ્ધાદ્વૈત જેવા સિદ્ધાંત ભેદના ઝગડાઓની મારામારી મટે અને બધા ભેદોનું ઝટ ઐક્ય સધાય.

ગૃહસ્થ જીવનના એ ચારે વ્રતનું પાલન ભગવાન રામચંદ્રે પોતાના જીવનમાં ઉતારી બતાવ્યું ત્યારે તે મનુષ્ય મટી ભગવાન કહેવાયા.

વ્રતનો સમય શ્રીરામ અને લક્ષ્મણે બાલ્યાવસ્થામાં જ વિશ્વામિત્રની સંગતિમાં બનાવ્યો. સુકુમાર અવસ્થામા પણ તેમણે જંગલમાં ઋષિની આકરી સેવા બજાવી. જો મનુષ્ય વ્રતી હોય તો દુઃખનો સમય પણ તેને સુખના જેવોજ થાય છે. આજે અયોધ્યામાં માંગલિક દિવસ છે. શ્રીરામ અયોધ્યાની ગાદી ઉપર બિરાજશે. પ્રજા આનંદ અને ઉત્સાહમાં મસ્ત રામમય બની રહી છે. અચાનક રાજા દશરથની આજ્ઞા મળી કે–"રામે ચૌદ વર્ષ વનમાં જવું" પિતાજ્ઞા સાંભળતાં જ કૈકેયીને શ્રીરામજીએ કહ્યું. "જગતમાં પિતૃ સેવા કરતાં બીજી કોઇ વસ્તુ મહાન નથી. અથવા તો તેમના વચન પ્રમાણે કરવા કરતાં બીજું કંઈ શ્રેષ્ટ નથી." (વા. રા. ૨૪૯)

પિતાની આજ્ઞાનો સ્વિકાર કરી સહર્ષ અયોધ્યાની ગાદી ઉપરથી દૃષ્ટિ ઉઠાવી "પિતાજ્ઞા પાલન" ના મહાન વ્રતને ધારણ કર્યું પ્રજાએ વાંધો ઉઠાવ્યો. શ્રીરામને ગાદીએ બેસવા આગ્રહ કર્યો. શ્રીરામે અયોધ્યાની પ્રજાને પોતાનો સંદેશો પાઠવ્યો. 'પિતાજ્ઞાનું પરિપાલન એજ આર્ય પુત્રનો ધર્મ છે. અને તે ધર્મની સેવા બજાવવા હું વનવાસ જાઉં છું. ક્ષત્રિય જન્મ ધર્મ રક્ષણાર્થે છે."

સંદેશો સાંભળતાં જ પ્રજા દિગ્મૂઢ બની અશ્રુની ધારા વહેવડાવા લાગી અને આર્તનાદ કરતી પ્રજા પોકારી ઉઠી કે–"હે રામ! હે રામ! આવા મહાન ધર્મના પાઠ તમારા વિના અમને કોણ શીખાવશે? તમારો મધુર નાદ અને દિવ્યસ્વરૂપ અમ કમભાગીને ક્યારે નિરખવાનું મળશે?"

સીતાને પણ પતિના વનવાસ ગમનની ખબર મળી. ખબર મળતાં જ હર્ષિત હૃદયે પતિની પછવાડે વનવાસ ગમનની પ્રતિજ્ઞા કરી. વસ્ત્રો, આભુષણો સર્વ ત્યજી દીધાં. ભોગવિલાસ ઉપરથી મન ઉઠી ગયું. હવે તો એજ નિશ્ચય થયો કે–"શ્રીરામને જે સુખ દુઃખ તે સીતાને પણ હોવાં જ જોઇએ." પત્નિનું એજ કર્તવ્ય ભૂષણ છે કે–પતિના સુખ દુઃખમાં કાયાને સમર્પણ કરવી. પતિ સેવાના મહાવ્રતથી વિભુષિત બનેલી સીતાએ વનનાં વલ્કલ ધારણ કર્યાં. અને લક્ષ્મણજીએ તો તરતજ માતા સુમિત્રાની રજા મેળવી શ્રીરામની સેવામાં વનવાસ ગમન માટે આતુર થયા. લક્ષ્મણજીની આતુરતા દેખી શ્રીરામજીએ કહ્યું. "ભાઇ લક્ષ્મણ! પિતાજીની વનવાસ ગમનની આજ્ઞા મને એકલાને જ છે તો પછી તું જંગલનાં વિકટ સંકટ ભોગવવાં શા માટે ઇચ્છે છે?" શ્રીરામનાં ઉપર્યુક્ત વચન સાંભળી લક્ષ્મણજીએ વિનયથી ઘોષણા કરી.–"સત્ય છે વડીલ બંધુ! જ્યારે જ્યેષ્ટ બંધુ રામચંદ્રજી વનનાં વલ્કલ પહેરી જંગલના ગીરી ગુફાઓમાં જીવન વીતાવ્યા કરે ત્યારે લઘુ બંધુ લક્ષ્મણ અયોધ્યા નગરીની વિલાસી મહેલાતોમાં વૈભવ ભોગવે? બંધુ! ક્ષમા કરો! વિના આનાકાનીએ મને સાથે લ્યો! સેવક સેવા કરવાને જ સરજાયલો છે." ભ્રાતૃપ્રેમથી ઉભરાતાં લક્ષ્મણજીનાં વચન સાંભળી શ્રીરામની

અશ્રુમાંથી હર્ષાશ્રુ સરી પડયાં!

શ્રીરામે સીતાજીને પણ લક્ષ્મણની જેમ શબ્દો કહ્યા ત્યારે સીતાજીએ ગંભીર મૃદુભાવથી ઉત્તર દીધો. "હે આર્યપુત્ર! માતા પિતા, ધન, દોલત, વૈભવાદિક સુખો પતિ વિના સ્ત્રીને શા ઉપયોગનાં છે? જેને યજ્ઞ વેદીમાં તન, મન, ધન સર્વ સમર્પણ કરી દેવ તરિકે સ્વીકારવામાં આવે છે એવા પતિ દેવની પાછળ સહગમન કરવું, એ આર્ય સન્નારીનો જીવન મંત્ર છે! મને તો માત્ર સેવા કરવાનો જ અધિકાર છે." શ્રીરામે જીવનને ધન્ય માની વનવાસ ગમનની તૈયારી કરી. રામ, લક્ષ્મણ અને સીતા, માતા કૌશલ્યાને છેલ્લા પ્રણામ કરવા—આશીષ મેળવવા ગયાં. ત્યાં માતા કૌશલ્યાએ પરમ પ્રિય પુત્ર રામને આશીર્વાદ દીધો ને ઉપદેશ્યું. "બેટા રામ! આજે મારી કુખ ઉજ્વળ બની છે! ગૃહસ્થ જીવનના ધર્મ-વ્રતોમાં ફના થવું એ ક્ષત્રિયનો પરમ ધર્મ છે. અને બેટા! તે ધર્મને તેં તારા જીવનમાં સમજાવી બતાવ્યો છે. બેટા લક્ષ્મણ! તું પણ ધન્યને પાત્ર છે! વડીલ બંધુની સેવા કરજે! બેટા તારૂં કલ્યાણ હો! અને દીકરી સીતા! તું તો મારા ઘરનું રત્ન છે. જા! બેટા! આપણું સ્ત્રીઓનું સાચું ભુષણ પતિ સેવા છે. તેં જીવનને ઉન્નત બનાવ્યું છે. કલ્યાણ હો! બેટા! સૌભાગ્ય રહો!" જેને માટે આ યંત્રણા રચાઇ હતી તે કૈકેયીનો કુમાર ભરતજી તો મોસાળ પક્ષમાં હતો. ખબર મળે છે કે ભરતજીને માટે શ્રીરામજી ચૌદ વર્ષ વનમાં ગયા. શ્રીરામના વનવાસ ગમનના સમાચાર સાંભળતાં જ ભરતજીનું હૃદય ભ્રાતૃ પ્રેમથી રડી ઉઠયું. અને નિશ્ચય કર્યો કે—"જે સુખ દુઃખ રામને તે પણ ભરતને" નંદિગ્રામના કુવામાં રહી ગોબરમાંથી

જવ પીણી ખાઇ જીવન નિર્વાહ નીભાવવાનું વ્રત લીધું. શ્રીરામના દર્શન વિના જગતના ભૌતિક પદાર્થો ભરતજીને તુચ્છ લાગ્યા.

રામયણનો આ મહાન બોધપાઠ છે.

વર્તમાન સમયમાં માતા પિતાની સેવા અને ભ્રાતૃ પ્રેમનો લય થતો દેખાય છે. આજનો ગૃહસ્થાશ્રમ કલુષિત બની રહ્યો છે. કલેશ અને દુઃખ ઉપજાવી રહ્યો છે. મનુષ્ય વૃત્તિઓ એટલી બધી સંકુચિત બની રહી છે કે—બીજાઓનું અહિત્ત કરીને અથવા તો ભાઈ ભાઇ-ઓનું પણ પચાવી પડીને વૈભવ વિલાસો કયમ ભોગવાય. સગા-ભાઇઓમાં પણ કલેશ અને કંકાશ, કચેરીઓમાં સ્હામ-સ્હામા લડે, વાદી પ્રતિવાદી બની એકમેકને દુશ્મન માની ગળાં કાપવા પણ તૈયાર રહે. એ સર્વ વર્તમાન સુધારાનો પ્રતાપ!

ભાઇ એટલે શત્રુ. શત્રુભાવથી કુટુંબોમાં વર્તાય એટલે પ્રેમનો વાસો તો હોય જ ક્યાંથી? એ કુટુંબ કલેશ જ્યારે સમાજમાં પ્રવેશ કરે ત્યારે તો તે કુટુંબ અને સમાજ બન્નેવ અધમતાના કીચડમાં રગદોળાય.

આજના સમાજમાં પ્રેમની વ્યાખ્યા સ્વાર્થમાં સમાઈ છે. એટલે પ્રેમ અને દયાની શકિત લૂલી બની છે. કયાં છે એ લક્ષ્મણ અને ભરત જેવા બંધુ! અને સતિ સીતા જેવી આર્ય ગૃહિણીઓ!

ઉદાત્ત ભ્રાતૃસ્નેહ ને સેવા વૃતિનું ઉત્તમ ચિત્ર લક્ષ્મણજીના જીવનમાં મળી આવે છે. જેણે પોતાનું જીવન શ્રીરામની સેવામાંજ સમર્પણ કર્યું હતું. લક્ષ્મણ એટલે રામના ભાઈ—શિષ્ય—દાસ—જે કહો તે. કેવી અતુલ ભ્રાતૃ ભકિત! જેવી શ્રીરામ તરફ લક્ષ્મણની ભ્રાતૃભકિત હતી તેવીજ સીતાજી તરફ પણ સંપૂર્ણ શુદ્ધતાથી ભરપૂર હતી.

સીતાજીનું હરણ થયું. રસ્તામાં જતાં જતાં સીતાજી પોતાનાં વસ્ત્રો અને આભુષણો વેરતાં ગયાં. તે સુગ્રીવના હાથમાં આવ્યાં. જ્યારે સુગ્રીવે શ્રીરામને તે વસ્ત્રો અને આભુષણો અભિજ્ઞાનાર્થે બતાવ્યાં તે વખતે શ્રીરામે એ વસ્ત્રો અને આભુષણોને લક્ષ્મણજીને ઓળખવા માટે ધર્યાં, ત્યારે લક્ષ્મણજીએ શુદ્ધ ભાવથી કહ્યું. "હું સીતાજીના કેયુરને પણ ઓળખતો નથી અને કુણ્ડલને પણ ઓળખતો નથી. બલ્કે આ આભુષણો શરીરના ઉપલા ભાગનાં હોવાથી મેં મારી નજર તે તરફ કદી ફેરવી નથી ! તો પછી એ આભુષણોને હું કેવી રીતે ઓળખી શકું ? હું નિત્ય એમના પાદોનું અભિવંદન કરતો હોવાથી મારી નજર એમના ચરણ ઉપર હંમેશ રહ્યા કરતી તેથી ચરણના આભુષણનેજ હું ઓળખી શકું !" (વા. રા. ૧૦૦-૧)

જે ગૃહસ્થ જીવનમાં લક્ષ્મણ સમી ભ્રાતૃભક્તિ, સીતા સમી પતિ ભક્તિ અને શ્રીરામ સમી પિતૃ ભક્તિ ઉભરાતી હોય તેજ જીવનને ધન્ય બનાવી શકે. ઉઠો પ્યારાઓ ! પવિત્ર ધર્મતત્વોને હવે તમારા હૃદયમાં સ્થાન આપો ! જીવનમાં ઘર કરી બેઠેલાં કલેશ, કુસંપને ધર્મજ્ઞાનથી પાછાં હઠાવો ! "સંપ ત્યાં જંપ" એ નાના પણ અસરકારક વાકયને કુટુંબોમાં ગજાવો ! જે પ્રારબ્ધાનુસારે પ્રાપ્ત થયું હોય તેમાં સંતોષ માની સંસારમાં અનેક પ્રકારના ઉદ્દ્ભવતા કલેશોને શમાવો ! ગૃહસ્થ જીવનને આદર્શ અને પવિત્ર બનાવો ! અને સ્વતંત્રતાની સ્વરાજ્ય સિદ્ધિમાં મજા ભોગવો !

માતાપિતાની સેવા એ ધર્મનો સાંપ્રત સમયમાં બીલકુલ લોપ થયો છે. આજે આર્ય કુટુંબોમાં વૃદ્ધ માતા પિતાનો ઉપહાસ થાય છે, અપમાન થાય છે અને જેમ તેમ કરી પુત્રો માતપિતાને નીભાવી લે છે

આજના પુત્રો માતા પિતાના ઉપદેશી વાક્યોની અવજ્ઞા કરી સ્વતંત્રતાનો પાઠ પઢવા મંડી પડે છે. એટલે પરતંત્રતામાં વધારે ને વધારે ગબડતા જાય છે. પાશ્ચિમાત્ય સંસ્કારોએ કહો કે ભારતના દુર્ભાગ્યે કહો—જેમ જેમ નવીન સુધારાઓ સમાજમાં દાખલ થતા જાય છે તેમ તેમ સમાજ પણ અધમ દશામાં પડતો જાય છે. સેવા અને વ્રતના મહિમાનો પ્રેમ ઉતરી મૃગજળ વિલાસોના મોહથી સમાજ મોહાંધ બન્યો છે.

ગૃહસ્થ જીવન ઘડવાનો સમય બાલ્યાવસ્થા છે. મનુષ્યને બાલ્યાવસ્થામાં જો સદ્‌સંસ્કારોનું કંઇપણ બીજા રોપણ થયું હોય તો મોટપણે તે સંસ્કારો ખીલી જીવન ઉન્નતિ સાધે છે.

વર્તમાન સમયમાં બાળક જેમ જેમ વિદ્યા ભણતો જાય છે તેમ તેમ માતા પિતાથી ઉદ્ધત બનતો જાય છે અને લગ્ન થયા પછી તો જુદું ઘર વસાવા બેસે છે.

જગતમાં સર્વથી શ્રેષ્ઠ પ્રેમ માતાનો છે. માતાજ પ્રેમની વ્યાખ્યા સમજાવી શકે છે. દુનીયામાં જે જે પુરૂષો ઉન્નત બન્યા છે તે સર્વની સંચાલક શકિત તેઓની માતા છે. તેથી નેપોલીઅન જેવા વીર પુરૂષને પણ કબુલવું પડયું છે કે “ મારામાં જે કંઇ શકિત છે તે મને મળેલો માતાનો વારસો છે.”

સેવા એજ સ્વર્ગની નીસરણી છે. જે સેવા કરી જાણતો નથી તે લઇ જાણતો પણ નથી. સેવા એજ વિકાસ તત્ત્વ છે. ગૃહસ્થ જીવન સેવા વ્રતથી સર્જાયેલું છે. અને ગૃહસ્થ જ્યારે વ્રતાભ્યાસી બને છે ત્યારેજ જીવનને ખીલવી શકે છે.

હવે ગૃહસ્થ જીવનનાં ભિન્ન ભિન્ન કર્તવ્યોનો વિચાર કરીએ.

## ગૃહસ્થનાં પુત્ર–પુત્રી પ્રત્યેનાં કર્તવ્ય

ગૃહસ્થે પુત્ર–પુત્રીનું પાંચ વર્ષ સુધી ઘણીજ સંભાળપૂર્વક લાલન પાલન કરવું. બાળક એ ગૃહ-બગીચાનું ખીલતું પુષ્પ છે. તેને કરમાવી ન દેતાં પ્રફુલ્લ રાખવું. છ વર્ષ પછી પુત્રને શિક્ષણ આપવાનો પ્રારંભ કરવો. પુત્રનું શિક્ષણ તેને મન પસંદ હોતું જોઇએ. એક બાળકને ગણિત ઉપર શોખ હોય છે જ્યારે બીજાને સંસ્કૃતના વિષયમાં આનંદ લાગે છે. એટલે તેને જે શિક્ષણ પસંદ હોય તેમાં તેને આગળ વધારવો.

ગૃહસ્થે પુત્રના ચારિત્ર ઉપર ખાસ કાળજી રાખવી અને સદ્ સંસ્કારોનું બીજારોપણ કરવું. પુત્રની રૂબરૂ માતા પિતાએ ખરાબ શબ્દો ઉચ્ચારવા નહિ તથા ટંટો ફીસાદ નહિ કરવો. પુત્રને યોગ્યતે સ્વતંત્રતા આપી નિર્દોષ આનંદ કરવા દેવો. પણ જે સ્વતંત્રતામાં બીજાઓને પીડા થાય તેવી સ્વતંત્રતાથી અટકાવ કરવો. ગળથુથીમાં જ બાળકના જીવનને પવિત્ર બનાવવા પ્રયત્ન કરવો. પુત્ર પ્રપંચી જુઠો અને લબાડી ન નીકળે તેની માતા પિતાએ ખાસ દરકાર રાખવી. માતા પિતાની બીનકાળજીએ ઘણાયે પુત્રોનાં જીવન વિષમય થયેલાં છે.

ગૃહસ્થે, પુત્ર જ્યારે વિદ્યા ભણી આજીવિકા સંપાદન કરવાને લાયક વીસ વર્ષનો થાય ત્યારે તેને યોગ્ય કન્યા સાથે લગ્ન ગ્રંથિથી તેની ઇચ્છા હોય તો જોડવો. વીશ વર્ષ પહેલાં પુત્રનું લગ્ન લ્હાવાનો આસ્વાદ લેવો એ ભયંકર પાપ છે. પુત્રનું લગ્ન બચપણમાં કરી દેવાથી બ્રહ્મચર્યનો નાશ થઇ, તે યુવક અને તેની પ્રજા પણ બળહિણુ અને નિસ્તેજ નીપજે છે. **ભારતના શૌર્ય બળના નાશનું**

કારણુ આજનાં બાળલગ્ન છે.

પુત્રને પારણુામાંથીજ વધાવી દેનાર કુટુંબને આજનો સમાજ "ખાનદાન કુટુંબ" તરિકે ઓળખે છે, અને એવા ખાનદાનીઓ બચપણમાં પુત્રને લગ્ન ધુંસરીમાં જોડી મોટાઈની પદવી ધારણુ કરે છે એવાં ખાનદાની કુટુંબો મોટા ભા બની ઝબ્ભા પહેરી ધુમતા ધુમતા પોતાના બાળકને બચપણમા જ તન મન વિનાશક વિવાહ વેદીની જ્વાલામાં નાખતાં જરા પણુ અચકાતા નથી. એજ તમારા સુધરેલા ગૃહસ્થાશ્રમનો નમુનો ! એવાં માબાપો પુત્રનાં વેરી છે. શમસેર તો સારી કે એકદમ ધડ ઉડી જાય પણુ બાળલગ્નની શમસેર તો ઘણા યુવકોનાં જીવન અસ્તવ્યસ્ત કરતી પોતાની શકિત ચલાવીજ રહી છે. અત્યારે પુત્ર–પુત્રીના લગનની પાછળ હજારો રૂપીયા ઉડાવી બે દિવસ વાહવાહ ગજાવી દે છે. ન્યાતીલાઓને અનેક પ્રકારનાં મિષ્ટાન્નોથી પ્રસન્ન કરે છે અને મોટાઇનો પાપડો મૂકી દેડકાની માફક ફુલાઇ જાય છે. સમજતા નથી કે અમે આ શું ધતીંગ મચાવી રહ્યા છીએ. આજકાલ લગ્ન એટલે નાટકનું કોમીક–આ સ્થિતિ આર્યગ્રહસ્થાશ્રમની છે.

## પુત્રી પ્રત્યેનાં કર્તવ્ય

ગૃહસ્થે પુત્રની માફક પુત્રીનું પણ ઘણી જ સંભાળ પૂર્વક લાલનપાલન કરવું. અને તેને ગૃહ કેળવણી આપી સુશિક્ષિત બનાવવી, તેનામાં એવા સંસ્કારો રોપવા કે, તે બીજાનું ગૃહજીવન ધન્ય બનાવી શકે ! પુત્રી એટલે પ્રફુલ્લ બાલિકા. મધુર પુષ્પ. એવા પુષ્પને આજે પાપી ઠરાવી તેની ઉંચી ભાવના પર પાણી ફેરવતાં હિન્દુ સમાજ શરમાતો નથી. આજના શબ્દોમાં પુત્રી એટલે પથરો. જો

બિચારી માંદી પડે તો તેની ચાકરી પણ ન થાય અને જો પુત્રનું શીર દુખતું હોય તો ડોકટરોની ફીઓ ચાલુ થાય. જ્યાં ગૃહ કુંટુંબોમાં આવી ભયંકર ભિન્નતાએ પગપેસારો કર્યો હોય ત્યાં સમાજ ક્યાંથી ઉન્નત હોય! અને સમાજમાં 'શ્રેષ્ટપુરૂષ' તરિકેનું સ્થાન ભોગવતા પટલીયાઓના કુંટુંબોમાં જ આથી પણ અધમ કાર્યો થાય તો પછી સામાન્ય જન સમાજની શું દશા?

પુત્રીને સોળ વર્ષની થતા સુધી માતપિતાએ ધાર્મિક સંસ્કારો આપી ગૃહિણીને લાયક બનાવવી. તેને રાંધતાં, કાંતતાં અને પવિત્રતાઇનો પાઠ સંપૂર્ણ પણે શીખાવવો. અને પછી પુત્રીના સ્વભાવને યોગ્ય ગૃહસ્થ સાથે તેનો હસ્તમેળાપ કરાવવો. અને તેને યથાશકિત વસ્ત્ર તથા અલંકાર આપી સંતોષવી. પુત્રીનો આર્શીવાદ મેળવવો.

આજે પુત્રીઓના શુભાર્શીવાદને સ્થાને ભારત સમાજ પુત્રીઓના હજારો શ્રાપ ભોગવી રહ્યો છે.

## પુત્ર પુત્રીનાં માતપિતા પ્રત્યે કર્તવ્ય.

પુત્ર, પુત્રીએ માતપિતાને ઇશ્વરનાં સાકાર સ્વરૂપમાની સદા સર્વદા તન, મન, ધનથી તેઓને સંતુષ્ટ રાખવા પ્રયત્ન કરવો. ને તેમનો આર્શીવાદ મેળવવો. અને માતપિતાને ઉદ્દેશીને કદી પણ કડવા શબ્દો ઉચ્ચારવા નહિ. માતપિતા પ્રસન્ન હોય તો ઇશ્વર પણ પ્રસન્ન થાય છે.

માતપિતાના દેખતાં કોઈ પણ પુત્રે મશ્કરી ઠઠ્ઠા કરવા નહિ. તેવા શબ્દ પણ ઉચ્ચારવા નહિ. ક્રોધ પણ બતાવવો નહિ. પણ માતપિતા જે આજ્ઞા કરે તેનું પાલન કરવું. કદાચ તે આજ્ઞા અયોગ્ય હોય તો પણ તેઓને માઠું નહિ લગાડતાં વિનયથી તેના ગુણ

દોષ કથન કરવા અને પોતાનું મસ્તક માતપિતાની સમક્ષ નમતું રાખવું. તેમને કોઇ પણ પ્રકારનો ત્રાસ કે દુઃખ થાય તેવું કોઈ પણ કૃત્ય આદરવું નહિ અને સેવા સુશ્રુષાથી તેઓનું દિલ પ્રસન્ન રાખવું.

જે પુત્ર માતપિતાની શુભ આશીષ મેળવી શકે છે તેજ સાચો પુત્ર છે પુત્રની જેમ પુત્રીએ પણ માતાપિતાની સેવામાં ન્યૂનતા થવા દેવી નહિ અને પુત્રીએ શ્વસુર ગૃહમાં પણ માતપિતાની કીર્તિને હલકી પાડવી નહિ. અને પિયર પક્ષનું સદા સર્વદા ભલું ઇચ્છવું.

## ગૃહસ્થનું સ્ત્રી પ્રત્યેનું કર્તવ્ય.

ગૃહસ્થે પોતાની પત્નિ–અર્ધાંગનાને વારંવાર ધમકાવવી નહિ. પરંતુ તેને સ્નેહના શબ્દોથી વશ કરવી. પોતે અત્યંત આપત્તિ અને દુઃખમાં હોવા છતાં પણ પુરૂષે પત્નિ ઉપર કદી પણ ક્રોધ કરવો નહિ.

જ્યાં સ્ત્રીઓ દેવી તરિકે પૂજાય છે ત્યાંજ દેવતાનો વાસો હોય છે. જ્યાં સ્ત્રીઓ સન્માનાય છે ત્યાંજ પ્રેમનો ધોધ ગર્જના કરતો હોય છે. અને જ્યાં સ્ત્રીઓને ગુલામડી તરિકે સ્વીકારાય છે તે લોકોનું જીવન શુષ્ક અને દયાવિહિન હોય છે.

ગૃહસ્થે સ્વપત્નિ સિવાય અન્ય સ્ત્રીનો વિચાર સરખો પણ કરવો નહિ. વિચાર કાર્યો કરાવે છે અને એ કાર્યો જીવનને વ્યભિચારી બનાવે છે. પુરૂષનો માનસિક રીતે પણ પરસ્ત્રીનો સંગ થઇ જાય તો પણ તે પાપનો ભાગી બને છે.

ગૃહસ્થે પરસ્ત્રી સાથે કદી પણ એકાંત સેવવું નહિ. તેમ કરવાથી ચિત્તવૃત્તિનો ભંગ થઇ ઇંદ્રિયો પ્રેરાવા આતુર બને છે.

કોઇ પરસ્ત્રીને અથવા તો તેના વસ્ત્રને પણ સ્પર્શ કરવો નહિ.

તો પછી તેના સંબંધી વિચારો તો હોય જ કયાંથી ? છતાં કોઈ પણ દુઃખી સ્ત્રીને મદદ કરવામાં સંકોચ ન કરવો અને ગૃહસ્થે સ્વસ્ત્રીના સ્નેહમાં જ સંસાર વ્યવહાર દીપાવવો.

ગૃહસ્થે સ્ત્રીઓની સમક્ષ કદી પણ ખરાબ શબ્દો ઉચ્ચારવા નહિ. તેમજ પોતાની સત્તા કે શકિતનાં બણગાં ફુંકી સ્ત્રી પાસે આત્મશ્લાધા કરવી નહિ.

ગૃહસ્થે સ્વપતિનને નિત્ય ધન, વસ્ત્ર, ધર્મ, શ્રદ્ધા અને અમૃત સમા મીઠા શબ્દોથી પ્રસન્ન રાખવી. પતિ શોકાતુર થાય એવું કોઇ પણ કર્તવ્ય કરવું નહિ. જેટલું જીવન સ્ત્રીઓનું આનંદી તેટલો આનંદ પુરૂષ જીવનમાં ઉતરે છે માટે સ્ત્રીઓને આનંદી અને પ્રસન્ન રાખો !

વર્તમાન સમાજે સ્ત્રી જીવનને ગુલામી દશામાં પુરી દીધું છે. આજની સ્ત્રીઓનું કાર્ય માત્ર સંસારનાં વૈતરાં તાણવાનું, ન જાણે ધર્મ કે ન જાણે પોતાનું કર્તવ્ય. તે દોષ સ્ત્રીસમાજનો નથી, પરંતુ પુરૂષ વર્ગે તેઓના ઉપર એવો કાબુ રાખ્યો છે કે તે બિચારી ઘરના ખૂણામાંથી બહાર નીકળી શકે જ નહિ. જ્યારે કેટલોક સ્ત્રી સમાજ ધર્મને નામે મંદિરોમાં દેવ દર્શનને બહાને દોડધામ મચાવી રહ્યો છે, પરંતુ તે સ્ત્રીઓનું જીવન મિથ્યા આડંબર અને નિકૃષ્ટ વિચારોથી અધમ બનેલું રહે છે. અને જ્યારે બીજો સ્ત્રી સમાજ સ્ત્રીસ્વાતંત્ર્યની લડત ચલાવી રહ્યો છે. તે વળી પાશ્ચિમાત્ય સુધારાઓમાંજ ઉન્નતિનાં સ્વપ્ન દેખી રહ્યો છે.

ભારતવર્ષની અવનતિનું કારણ સ્ત્રીઓની અધમ દશા છે. જેના જીવન ઉપર સમાજ જીવનની ઉન્નતિ છે એવી આર્ય સન્નારીઓ

આજે હિન્દુસમાજમાં હડધુત થાય છે અને એક સ્ત્રીથી ન ધરાતાં રખારીનો વાડ એકઠો કરે છે. ગૃહસ્થે પત્નિવ્રતનું સંપૂર્ણપણે પાલન કરવું. ચાલીસ વર્ષ થયા પછી ફરીથી લગ્ન નહિ કરવું. એક પત્નિ ઉપર બીજી પત્નિ નહિ લાવવી. પુત્ર ઉમર લાયક થયો હોય અને પુત્રની માતાનું દેહાન્ત થયું હોય તો પછી ગૃહસ્થે ફરીથી કદીપણ લગ્ન કરવા ઇચ્છવું નહિ.

આજે પત્નિવ્રતનો ક્ષય થયો છે. આજનો ગૃહસ્થાશ્રમ પત્નિવ્રતનું પાલન કર્યા સિવાય પતિવ્રતનો પાઠ પઢાવવા સ્ત્રીઓને ઉપદેશ આપી રહ્યો છે. પુરૂષ અનેક સ્ત્રીઓ કરી શકે ! છતાં તે પાપી ઠરે નહિં. અને સ્ત્રી જો બીજા–પરાયા પુરૂષની સાથે સામાન્ય જરૂરી નિર્દોષ વાત કરે તોપણ સમાજ તેને પાપી ઠરાવી નિંદે છે.

ગૃહસ્થે યોગ્ય ઉમરનો પુત્ર થયે સંસારનો કારભાર પુત્રને સોંપી ધર્મ, સેવા અને ઇશ્વર ભક્તિમાં તલ્લીન રહેવું. વ્યવહારિક ભાવનાઓથી નિવૃત્તિ મેળવી, આધ્યાત્મિક ભાવનાઓને ભરી દેવી. વેદ–વેદાન્તના પુસ્તકોનું અધ્યયન કરવું. અને અધ્યાત્મ તત્વોથી જીવનને ખીલવવું.

## પત્નિનું પતિ પ્રત્યેનું કર્તવ્ય

પત્નિનો શણગાર પતિ છે. અને એ પતિની સેવામાં–પ્રેમમાં સર્વસ્વ ઓવારી દેવુ એ પત્નિ ધર્મ.

પત્નિએ શુદ્ધ કર્તવ્ય અને મીઠી, મધુર વાણીથી પતિનો આત્મા પકડવો જોઇએ. વાણી મીઠાસ ભરેલી અને તે વળી સત્ય, સ્ત્રી વાણીમાં એવું બળ છે કે ગમે તેવો ક્રોધિત યા શોકાતુર મનુષ્ય પણ જો સ્ત્રીની મધુરવાણીની મધુરતા ચાખે તો ઘડીભર શાન્ત

અને આનંદી બની જાય !

પિયરનો ત્યાગ કરી સાસરે આવ્યા પછી પત્નિએ પતિ તેમજ બીજા સંબંધીઓનો પ્રેમ મીઠી વાણી અને વિનય યુક્ત વર્તનથી જીતી લેવો એટલે ક્રોધ કે અશાન્તિનો પ્રસંગ કદી પણ ઉભો થાય નહિ.

પતિ અજ્ઞાન, દુર્ગુણી કે દુરાચારી હોય તો પણ પત્નિએ પતિ પ્રત્યે કદી પણ ક્રોધ કે તિરસ્કાર કરવો નહિ. ઉલટું પતિને સદ્પંથે વાળવા વિનય યુકત પ્રયત્ન કરવો. પત્નિએ પોતાના શુદ્ધ જીવનથી પતિના હૃદયને આકર્ષી ધર્મયુક્ત પતિ જીવનને બનાવવું તેમ કરવાથી પતિ પત્નિનો પુજારી બનશે.

દરેકને એક સરખું સુખ હોતું નથી. સુખદુઃખ એ કર્મના વહેવાર છે. દરેક ગૃહસ્થાશ્રમ ધનવાન હોતો નથી. આજે ગૃહસ્થાશ્રમ ગરીબ હોય છતાં પણ કેટલીક પત્નિઓ આભુષણો અને વસ્ત્રોને માટે પતિને પીડા આપી સંતાપે છે. અને ગમે તેમ દેવું કરાવીને એ ઘરેણાં, વસ્ત્રોના મોહક વિષયને પૂરો કરે છે. અજ્ઞાન અને અણસમજુ પત્નિઓ સમજતી નથી કે એ સર્વ કરજનો અમારી કાંધ ઉપર જ ભાર છે. નકામુ કરજ કરી પતિ દેવના હૃદયને બાળી દેવું એથી બીજું કયું પાપ વિશેષ હશે!

પતિ ધનવાન હોય તો પત્નિના કદાચ મોજશોખ અને લાડકોડ પુરા કરી શકે! પરંતુ પતિ નિર્ધન, સ્વઉદ્યોગમાં જ સંતોષી હોય તો પત્નિના મોજશોખો. વિલાસોને ક્યાંથી પોષી શકે! માટે પત્નિએ પતિને ઘરેણાં, વસ્ત્રો કે એવી બીજી વિલાસી વસ્તુઓ માટે ત્રાસ આપવો નહિ. જેવી ગૃહ સ્થિતિ હોય તે સ્થિતિને નભાવી પતિને જરાપણ માઠું ન લાગે તેવું વર્તન કરવું.

પત્નિએ સાસુ સસરાની સેવા કરવી. સાસુ, સસરા પ્રત્યે કદીપણુ ક્રોધ કે તિરસ્કાર નહિ કરવો. બલ્કે તેમની આજ્ઞા પાળવા તૈયાર રહેવું. દિયર. જેઠ, નણુંદ વિગેરે સંબંધીઓ સાથે પણુ વિનય અને માયાળુ રીતે વર્તવું.

નોકર ચાકર પ્રત્યે પણુ કટુવચન ઉચ્ચારવાં નહિ. અને તેઓનાં દિલ પસંદ કરી કામ લેવું.

ફેશન અને ખોટી ટાપટીપથી દૂર રહેવું. પરદેશી ઝીણાં વસ્ત્રો કે જેઓ મનુષ્ય-પશુઓના રક્તથી ખરડાયલાં હોય છે તે બારીક વસ્ત્રોથી સુન્દર બનવા આજનો સ્ત્રી સમાજ ટાપટીપ આદરી રહ્યો છે.

સ્ત્રી સૌન્દર્ય ત્યારે જ દીપી ઉઠે કે-જ્યારે સ્ત્રી જીવન સદ્સંસ્કાર, અને સ્નેહથી ગર્જી ઉઠે. સંસ્કાર, સંબંધ અને સ્નેહ એ ત્રણુ આચાર વિચાર અને હૃદય વિના નકામા છે. આચાર વિનાના સંસ્કાર કલેશ કરાવે છે વિચાર વિનાના સંબંધ વિમાસણુ ઉપજાવે છે અને હૃદય વિનાનો સ્નેહ હૃદયને પ્રજાળે છે.

જાગો! આર્ય દેવીઓ! સ્ત્રી હૃદયને ઓળખો! સીતા, સાવિત્રી અને અનસુયા સમી વ્રતી બનો! તમારા દિવ્ય તેજથી ગૃહજીવનને દીપાવો! જીવનને પવિત્ર અને શુદ્ધ બનાવો! સંસારમાં નંદનવનનાં પારિજાતક ખીલાવો! અને ભારતની લૂટાતી સ્વતંત્રતાને બચાવો!

## માતા તરિકેનું કર્તવ્ય

માતાએ પુત્ર પુત્રીને સ્તનપાનમાં જ નીતિની ગોળી પીવાડી પ્રજાને વીર-બહાદૂર બનાવવી જોઇએ. માતાએ કદીપણુ પુત્ર-પુત્રીને ખરાબ શબ્દોથી બોલાવવાં નહિ. ખોટા છણુકા કરી બાળકને ધમકાવવાં નહિ. બાળકને આભુષણો પહેરાવી ખુશી થવું નહિ. પરંતુ

સદ્‌ગુણોના આભુષણોથી સજાવી આનંદી બનવું. માતા તરિકેનું ઉદાત્ત ચરિત્ર મહાભારતે કુન્તાજીનું આલેખી બતાવ્યું છે. કુન્તાજી આદર્શ અને વીર હતાં તો પાંડવોને પણ ધર્મિષ્ટ અને વીર બનાવી શકયાં. માતા પુત્ર–પુત્રીનામાં જેટલા સંસ્કારો રોપી શકે તેટલા સંસ્કાર બાળકોના જીવનમાં ઉગી શકે. માતા અધર્મી અને દુરાચારી હોય તો તેનાં બાળક પણ તેના જેવાં જ થાય. પુત્ર–પુત્રીના જીવનનો પાયો ચણનાર તે તેઓની માતા છે.

ભગવાન કૃષ્ણચંદ્ર જ્યારે ધૃતરાષ્ટ્રની સાથે પંડવોનું સમાધાન કરાવવામાં નિષ્ફળ નીવડયા અને લડાઇનો છેલ્લો નિશ્ચય થયો ત્યારે પાંડવો પાસે જતા પહેલાં વિદૂરજીના પવિત્ર સાનિધ્યમાં નિવાસ કરતાં કુન્તીને મળવા ગયા. કૌરવો સાથે બનેલી સર્વ હકીકત નિવેદન કર્યા પછી કહ્યું. "તમારે કંઈ પાંડવોને સંદેશો મોકલવો છે ?" તેના ઉત્તરમાં ગંભીર સ્વરે કુન્તીજીએ કહ્યું. "હા ! સંદેશો એજ કહેવાનો છે કે જે સન્દેશો વિદુલાએ પોતાના પુત્રને પાઠવ્યો હતો.

વિદુલાનો નાનો પુત્ર જ્યારે રણક્ષેત્રમાંથી પાછો ભાગી આવ્યો ત્યારે વિદુલાએ પોતાના પુત્રને કહ્યું. " ઉઠ ! બાયલા છોકરા ! પરાજીત થઇને આમ શું સૂઇ રહ્યો છે ? આમ કરવાથી તો તું માત્ર શત્રુઓને જ આનંદ આપે છે ! તારા માટે તું હલકો અભિપ્રાય બાંધી પોતે જ નીચો પડે છે. નાનાં નાળાં જલ્દીથી ઉભરાઇ જાય છે તેમ બીકણ પુરૂષો ક્ષુદ્ર વસ્તુની પ્રાપ્તિથી સંતુષ્ટ થાય છે. સ્વલ્પથી સંતુષ્ટ થવું એ તો કાયર પુરૂષને જ શોભે ! બહાદુરને નહિ. માટે ઉઠ ! અને યુદ્ધની તૈયારી કર." માતાના શૌર્યયુકત વચન સાંભળી શિથિલ ગાત્રે પુત્ર બોલ્યો. "માતા ! પુત્રનું મૃત્યુ

માતાને પ્રિય લાગશે ? પુત્ર વિના માતા રહી શકશે ?" મૂર્ખ પુત્ર ! તારી માતા અને તારી સ્ત્રીને જ્યારે ભીખ માગવાનો પ્રસંગ આવશે ત્યારે તને તારૂં જીવન મધુર લાગશે ? ધર્મ યુદ્ધ સિવાય ક્ષત્રિયને બીજું શું પ્રિય છે ? ઉઠ ! બાયલો ન બન ! જાતિ અને ધર્મની ખાતર મરી ફીટ !" "હે કૃષ્ણ ! આ સંદેશો મારા પુત્રોને સંભળાવજો અને કહેજો કે—પાંડવો જેવા ભડવીર પુત્રો છતાં માતાને બીજાના જીવન ઉપર આધાર રાખવો પડે એ કંઈ જેવી તેવી દુઃખદાયક સ્થિતિ નથી ! વિચાર કરજો; ન્યાય અને નીતિનું પગથીયું ચૂકશો નહિ ."

માતા તો એનુંજ નામ કે નિર્બળ બનેલા સન્તાનોને સબળતાના કવચથી સજાવે. પારણામાંથી જ મનુષ્ય કર્તવ્યનાં ગીતો ગવાડે.

## વિધવા પ્રત્યેનાં કર્તવ્ય.

વિધવા એટલે ત્યાગની મહાનદેવી.—પરમ સંન્યાસિની. પ્રાચીન કાળથી જ આર્ય ગૃહસ્થાશ્રમમાં વિધવાઓએ દેવી તરિકેનું પૂજ્ય સ્થાન મેળવેલું છે. અને યદ્યપિ કેટલાક હિન્દુ કુંટુંબોમાં વિધવા દેવી તરિકે પૂજાય છે.

આજે આર્ય ગૃહસ્થાશ્રમમાં વિધવાઓને ઉચ્ચ સ્થાન નથી. કુંટુંબોમાં જો કોઇ સ્ત્રી વિધવા થાય કે તરત જ તેને ગુલામીનું સ્થાન મળે છે. એ પવિત્ર દેવી પાસે કુંટુંબીઓ સંસારનાં વૈતરાં વહેતરાવે છે અને ત્રાસ આપવામાં પણ કમીના કરતા નથી.

પવિત્ર વિધવાના સહવાસમાં સંસારીઓ સંસારના સર્વ વૈભવ વિલાસો ભોગવે અને તે નિર્દોષ વિધવા ઉપર કાબુ રાખી સંયમમાં લાવવા મિથ્યા પ્રયત્ન કરે એ આર્ય સમાજની કેટલી દાંભિકતા છે.

સાઠ વર્ષનો વૃદ્ધ હોય અને દીકરી વિધવા થઈ બ્રહ્મચર્યની કરતી હોય તોપણ એ સાઠ વર્ષનો બુઢ્ઢો પુનઃલગ્ન કરી હજારો રૂ ખર્ચી નાખે છે. અને વિધવા દિકરીના શુદ્ધ જીવનમાં શંકા સખત કાબુ રાખે છે. પછી દશ બાર વર્ષની પત્નિ પચીસ વ પુત્રીની માતા થાય–કહેવાય છે.

જુઓ ! આ તમારા ગૃહસ્થાશ્રમના ન્યાયનો નમુનો ! ક વિધવા દુરાચારી બને તો સર્વ કુંટુંબીઓ–જનસમાજ એ વિ ઉપર તિરસ્કાર વર્ષાવે છે અને ન્યાતીલાઓ સમાજ બહાર મૂકવા પણ કમર કસે છે. પરંતુ વિચારાતું નથી કે એ વિધ દુરાચારી બનાવનારૂં મૂળ તત્વ કયું છે ! કહેવાયલાં મુળીયાંને યોગ્ય સિંચન કરવામાં ન આવે તો થોડા સમયમાં એ વૃક્ષ પામે છે.

વર્તમાન ગૃહસ્થાશ્રમમાં વિધવા જીવન હૃદયહિણ અને મનાય છે. કુંટુંબના શ્રેષ્ટ પુરૂષો વિધવાઓ પાસે સંસારનાં વૈ તણાવી વિધવા જીવનને છિન્નવિછિન્ન દશામાં મૂકી રહ્યા છે. તેથી વાધવાઓના આર્ત્તનાદનું મહાપાપ હિંદુસમાજ ભોગવી રહ્યો

વિધવા એટલે ગુલ્લામડી–જ્યાં આ ભાવના ઉત્પન્ન થઇ એ કુકર્મ આદી કર્મો પણ ઉત્પન્ન થવાનાં અને એ વિધવાઓ પાપાચરણ આદરવાની જ.

જે પવિત્ર દેવીઓએ વિષયોને પોતાના પતિના દાહમાં સાથે ભસ્મીભુત કર્યા છે, એવી ત્યાગ મૂર્તિઓને વિષયના કીચડમાં રગ બાવા ઉપદેશ દેવો એના સમું જગતમાં બીજું એકે પાપ નથી.

વિધવા એ ગૃહસ્થાશ્રમનો શણગાર છે. એ સંસારમાં વસ

છતાં વૈભવથી વિરક્ત-ત્યાગની દિવ્યમૂર્તિ છે. ગૃહસ્થ કુંટુંબોએ ત્યાગનો મહાન પાઠ વિધવાઓ પાસેથી ભણવાનો છે. માત્ર આજનુ કર્તવ્ય-તેઓનામાં સદ્‌સંસ્કારનું રોપણ કરી સદ્‌સંસ્કારી બનાવો ગીતા, રામાયણ વિગેરે ધાર્મિક પુસ્તકનો અભ્યાસ કરાવો! એટલે એજ વિધવાઓ કુંટુંબોમાં પણ તેવાજ સંસ્કારનું રોપણ કરશે અને એમ ઉત્તરોત્તર ઉન્નતિ થતી ચાલશે.

જે વિધવાને યત્કિંચિત પણ ધર્મનાં સંસ્કારો પડયા હશે, તે ભલે યુવાવસ્થામાં વૈધવ્ય મળ્યું હશે. તોપણ એક આર્ય વિધવ તરિકેનું વિષયોના મોહમાં કદી પણ પૂજ્ય સ્થાન ગુમાવી દેશે નહિ

ગૃહસ્થે બંધુ, ભગિની, પુત્રીના પરિવારો પ્રત્યે પણ કેટલાં કર્તવ્યો બજાવવાનાં હોય છે. જો તેઓ દુઃખમાં આવી પડયાં હો તો તેનું રક્ષણ કરવું. વિદ્યાભ્યાસ કરાવવો તથા એવી બીજી કેટલી સહાયતા આપી ઉન્નતિમાં આગળ ધપાવવા પ્રયત્ન કરવો. પાડોશી ઓ, ગામના નિવાસીઓ અને દીનજનો અથવા બીજા જે કોઇ સ હાયતા માગવા આવે તેને પોતાની યોગ્યતા અનુસાર સહાયતા કરવ ધારો કે કોઈ મનુષ્યને આપણે સહાયતા કરી. જ્યારે આપણુને સ હાયતાની જરૂર પડી ત્યારે તે મનુષ્યે સહાયતા નહિ કરતાં આપણે ઉપહાસ કર્યો, તો તેથી આપણે આપણા હૃદયની સમતાને ગુમાવવ ન જોઇએ. કદાચ અજ્ઞાનતાથી તેણે આપણુને સહાયતા ન કરી તે તેના પર ગુસ્સે ન થતાં કોઇ પણ પ્રસંગે તે મનુષ્યને સહાયત કરવા તૈયાર રહેવું એજ સાચું, ઉન્નતપ્રદ ગૃહસ્થ કર્તવ્ય છે. એ જીવન જીવાય ત્યારેજ ગૃહસ્થ જીવનના આદર્શે પહોંચાય. તે દરેક પ્રત્યે કર્તવ્ય બજાવો! પણ તેના બદલાની આશા ન કરે

સંસારનાં જે જે કર્તવ્યો બજાવો તે લોકોની પ્રશંસા મેળવવા માટે કે માન અકરામથી પૂજાવા માટે નહિ પણ પોતાનું કર્તવ્ય માની બજાવે જાવ. ગૃહસ્થ જીવનનો આજ મહાન સ્વાર્થ ત્યાગ છે.

ગૃહસ્થે નામના અને કિર્તિ સંપાદન કરવાં; પણ તે અધમ વ્યાપારો અને અનીતિ ભરેલાં કાર્યોથી નહિ પણ પવિત્રતા, સાદાઇ સમાનતા અને સત્પુરૂષના સંગથી મેળવવાં જોઇએ. જ્યારે ગૃહસ્થ જીવન એવા સદ્‌ગુણોથી શણગારાય છે ત્યારે તેની સૌન્દર્યતા ઓર ખીલી ઉઠે છે.

કર્તવ્ય બજાવવાં. પણ કાર્યનો આરંભ સારાસાર વિચારથી કરવાં. યોગ્યતા અને શ્રદ્ધા હોય તોજ કાર્યનો આરંભ કરવો; બાકી જે કાર્યો યોગ્યતા રહિત અને અંધ શ્રદ્ધાથી કરવામાં આવે છે તે કાર્ય તરિકે ન લેખાતાં અને માત્ર વેઠના જેવાંજ નીપજે છે. તેથી કર્મની મહત્તા સમાજમાંથી ઘટી જાય છે, અને એવા દાખલાઓથી સમાજ પણ કર્તવ્ય ભ્રષ્ટ થાય છે. માટે ક્ષુદ્ર કાર્ય કરવાનો પ્રસંગ આવે તો તે ક્ષુદ્ર કાર્યને પણ કાર્યની યોગ્યતાથી મહાન બનાવી શકશો.

ગૃહસ્થે હમેશાં સત્ય, મૃદુ અને બીજાઓને લાભ કરે તેવું જ ભાષણ કરવું અને વાતચિતમાં પણ આનન્દદાયક શબ્દોનો ઉપયોગ કરવો. જ્યાંસુધી વાણી શુદ્ધ–પવિત્ર બની નથી ત્યાંસુધી દરેક કાર્યો, અને વિચારો પણ અપવિત્ર જ રહેવાના.

सत्यं ब्रुयात् प्रियं ब्रुयात् "સત્ય બોલવું અને તે પ્રિય બોલવું."

ગૃહસ્થે કેવળ ખાનપાન, વસ્ત્રાભુષણ, શરીરની ટાપટીપ અને શરીરની મમતામાં જ જીવન વીતાવવાનું નથી પરંતુ સદા સર્વદા શુભકર્મ આચરતા રહી વિલાસી મોહ જાળથી છૂટા–મુક્ત થવાનું છે.

આજે શરીરની ટાપટીપ અને ફેશનનો મોહ વધી પડયો છે. શરીરને સુન્દર બનાવવા ગીલેટ કરવામાં આવે છે અને એવા કૃત્રિમ સૌન્દર્યમાં આનંદ અનુભવાય છે. હૃદયમાં ચિંતા અને ઉપરની ટાપટીપથી દેહને શણગારી સૌન્દર્યતા મેળવવા પ્રયત્ન થાય છે.

ચિંતા એ મન અને દેહની વિનાશિની છે. એ વિનાશિનિ ચિંતાને હૃદયમાં કદી પણ સ્થાન ન આપતા ! અને કદાચ ભુલેચૂકે જો હૃદય મંદિરમાં ઘૂસી ગઈ તો પછી તમારૂં અમુલ્ય જીવન બરબાદ થવાનું.

દરેકને માન આપતાં શીખો ! મોટેરા, નાનેરા સર્વને મીઠી મૃદુવાણીથી સત્કાર આપો ! વાણીમાં નિષ્ઠુરતા રહેવાથી હૃદય પણ નિષ્ઠુર બને છે. અને એ નિષ્ઠુરતાના પરમાણુંઓ વાણીથી વ્યક્ત થઇ બીજાઓને પણ નિષ્ઠુર બનાવે છે. જેટલી વાણી પવિત્ર તેટલું જ મન પવિત્ર અને મન પવિત્ર થયું એટલે આત્મબળે આ જગતમાં તમારો વિજય જાણવો.

સારા મનુષ્યોની સોબત કરો ! દુર્જનનો સંગ તજીદો ! સારા મનુષ્યોનો સહવાસ સારા વિચારો દાખલ કરે છે જ્યારે દુર્જન મનુષ્યની સોબત ખરાબ કાર્યો કરાવે છે. તેથી નીચ મનુષ્યો સાથે સહવાસ ન રાખો ! અને જે પૂજ્ય હોય આદર્ણનીય હોય તેવા અતિથિ–સજ્જનોનો સત્કાર કરો ! જ્યારથી અતિથિ સત્કારની મહત્તા સમાજમાંથી ઘટી ગઇ છે ત્યારથી અયોગ્ય પુરૂષોનો સમાજમાં પ્રબળ દોર છે.

ગૃહસ્થે મિત્રતા બાંધવામાં કોઇ દિવસ ઉતાવળ કરવી નહિ. અને જે મિત્ર મળે તેના જીવનનો વિચાર કરી પછી યોગ્ય લાગે

તો મિત્રતા બાંધવી. અને મિત્રતા બાંધ્યા પછી મિત્રને સદા સર્વદા સહાયતા કરવા તૈયાર રહેવું.

ઘણી ખરી વખત નીચ મિત્રો અનેક સન્મિત્રોને પણ દુઃખના ડુંગરોમાં અથડાવે છે. એવા ઘણાક દાખલાઓ ઇતિહાસમાં મોજુદ છે. માટે મિત્રતા બાંધવી તે સન્મિત્રની જ બાંધવી. દુરાચારી મિત્ર સ્વાર્થ સાધક હોય છે. નીચ સ્નેહી સ્વસ્વાર્થને માટે મિત્રનું ગળુ કાપવા પણ તૈયાર થાય છે, જ્યારે સદાચારી મિત્ર સાચા મિત્ર-પ્રેમથી, સ્નેહીના દુઃખદ પ્રસંગમાં માથુ આપવા તૈયાર રહે છે.

રાજા ભર્તૃહરિએ સન્મિત્રનાં લક્ષણ બતાવતાં કહ્યું છે કે–" શાન્ત અને સદ્‌ગુણવાળો મિત્ર, મિત્રને પાપ કરતાં અટકાવે છે. હિત વસ્તુ તરફ દોરવે છે. તેની એબ ઢાંકે છે. અને તેના ગુણોને પ્રકાશમાં લાવે છે. આપત્તિમાં તેને તે તજતો નથી. અને આપત્તિને કાળે મદદ કરે છે. "

ગૃહસ્થ જીવન–ઇશ્વરની સેવા, દીન જનોને સહાયતા, અને સંત-અતિથિના સત્કાર માટે જ નિર્મિત છે એમ સમજી તેઓની સેવા કરવા ખડેપગે તૈયાર રહેવું. ઇશ્વર પર શ્રદ્ધા રાખી નિરંતર પરમાત્મામાં જ તલ્લીન રહેવું. અને ઇશ્વર સબંધી જ્ઞાન મેળવવા પ્રયત્ન કરવા વેદ–વેદાન્તના પુસ્તકોનું અધ્યયન મનન ને આચરણ કરવું. બીભત્સ રસને રેડવાવાળી નોવેલોનો ત્યાગ કરવો. ગૃહસ્થાશ્રમમાં પ્રવેશતા યુવકને જ્યારે એ મદોન્મત નોવેલોનો શોખ લાગે છે ત્યારે તે તેનું જીવન નોવેલોના પાત્ર પ્રમાણે ઘડે છે અને તેથી તે નિર્બળ બની કર્તવ્ય ભ્રષ્ટ જીવન ગુજારે છે. એટલે જે પુસ્તકો મનુષ્યને સદ્‌જ્ઞાનના ઓજસથી જીવનના અણું અણુંમાં પવિત્ર વિચારો ભરી દે તેજ

પુસ્તક જીવનને ધન્ય બનાવે છે.

ઉઠો ! જાગો ! દિવ્યાંશી આત્માઓ ! ભગવાન કૃષ્ણચંદ્રની દિવ્ય બંસીનો નાદ સૂણો ! અને જીવનને મધુર ને સ્વર્ગીય બનાવો !

ગૃહસ્થ જીવનનો આજ કર્તવ્ય વિભાગ છે. સંસારના તાપથી તપ્ત બનેલી, કરમાઈ વિખરાઈ ગયેલી જીવન સૌંદર્ય-યુક્ત સૌગંધિત બનાવવા ભગવાન કૃષ્ણચંદ્રની એ દિવ્ય બંસી ઉપદેશી રહી છે.

**વિશ્વતીરે મધુર સુરે, બંસરી વાગી રહી;**
**અનુપમ ગીતાના જ્ઞાનના, સ્તોત્રો ભરી ગાજી રહી.**
**એ નાદના પડઘા હવે, તું જ જીવનમાં રેલાવજે;**
**દૃઢતા ને શુદ્ધ ચારિત્રથી, સ્વતંત્રતામાં મ્હાલજે.**
**નિષ્કામ કરતો બન્ધ હણજે, પરમાનંદે ખેલજે.**

हरि ॐ तत्सत् ॐ तत्सत् ॐ तत्सत् जापजे
ॐ शान्तिः शान्तिः शान્तिः

વૈશાખ શુકલ પૂર્ણીમા
**સાવલી**

**સ્વામી પરમાનંદ**

---

**પત્રિકા મળવાનું સ્થળ:**

**મંત્રી, વેદાન્ત સમાજ,**

**બાકરોલ, (આણંદ)**

॥ ૐ ॥

# સ્વર્ગસમ સંસાર છે.

માતા પિતા ગુરૂ ને અતિથિ, દેવ સમ પૂજાય જ્યાં,
દંપતી બધા પ્રીતિ થકી, કરતા રમણ હરનિશ ત્યાં,
શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે, શુભ જ્યાં આચાર છે,
**એવા ગૃહસ્થોને સદાએ, સ્વર્ગ સમ સંસાર છે:** ૧

વાણી મધુરી હિતકારી, સત્યથી ભરપુર છે,
કરતો ન કોને આપદા, પરહિત કાજે શુર છે;
નિર્મલ નયન નિર્મલ વદન, નિર્મલ સદા વિચાર છે,
**એવા ગૃહસ્થોને સદાએ, સ્વર્ગ સમ સંસાર છે.** ૨

લાભ કે હાનિ વિશે, સમતા હ્રદયની જે તણી,
વળી માન ને અપમાન તેવું, વૃત્તિઓ ઇશ્વર ભણી;
સુખ દુઃખ સઘળાં શાન્તિથી, ઉઠાવવા તૈયાર છે,
**એવા ગૃહસ્થોને સદાએ, સ્વર્ગ સમ સંસાર છે.** ૩

નીતિ ન્યાયના પુરૂષાર્થથી, પ્રારબ્ધ મુજબ જે મળે,
સંતોષ પૂરણ માનીને, સતસંગ કિર્તનમાં ભળે;
સંત, સાધુ, સજ્જન, સંતની, સેવા સદા કરનાર છે,
**એવા ગૃહસ્થોને સદાએ, સ્વર્ગ સમ સંસાર છે.** ૪

નરનારીના એક જ મતા, પાસા સદા પડતા છતા,
બે દિવ્ય પ્રેમી પ્રેમમૂર્તિ, વૃક્ષને જેવી લતા,

આશા ઉઠાવા નાર હરનિશ, પ્રેમથી તૈયાર છે,
**એવા ગૃહસ્થોને સદાએ, સ્વર્ગ સમ સંસાર છે.** ૫

માતા સમી નારી પરાઇ, ધૂળ પરધન જાણતા.
લવ મોહ નવ પરધામનો, નિજ હક્કમાંહે માણતા;
નિંદા ન કો'ની કરતા, શ્રદ્ધા સદા ધરનાર છે,
**એવા ગૃહસ્થોને સદાએ, સ્વર્ગ સમ સંસાર છે.** ૬

દ્વેષ નવ કોઇ તણો, રાખે પ્રીતિ સહુ પર સદા,
સુજ્ઞાન કે દાખે દયા, તોડે ન સંયમ કે કદા;
સમજે ભર્યો છે આતમા, સમજી સદા વસનાર છે,
**એવા ગૃહસ્થોને સદાએ, સ્વર્ગ સમ સંસાર છે.** ૭

પ્રીતિ પ્રભુના ભજનપર, કેશવ કથા કિર્તન વિશે,
ગોવિંદ ગુણ ગાતા હદે, શુભ કામ કરતા ચોદિશે;
"ઋણછોડ" ઋણથી છૂટવા, નિષ્કર્મ આચરનાર છે,
**એવા ગૃહસ્થોને સદાએ, સ્વર્ગ સમ સંસાર છે.** ૮

---

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ત્રિભોવનદાસ કીશાભાઇ
પટેલે પ્રકાશકને માટે છાપ્યું.